# પરોપકારી અબળાઓ

ભાગ ૧ લો.

## ગોયેંડેલાઈન.

સંગ્રહકર્તા.

નારાયણ હેમચંદ્ર.

"सूरतमे कीरत वरी, बीन परख ऊर जाय;
सूरततो जाती रहे, कीरत कबूं न जाय."

અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

કીંમત એક આનો.

૩૨૫૫

# પરોપકારી અબળાઓ.

ભાગ ૧ લો.

ગોયેંડેલાઇન.

સંગ્રહકર્ત્તા.

નારાયણ હેમચંદ્ર.

"सूरतसे कीरत बरी, बीन परख उर जाय;
सूरततो जाती रहे, कीरत कबू न जाय."

અમદાવાદ.
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સંવત્ ૧૯૪૪. ઈ. સ. ૧૮૮૮.

કીમત એક આનો.

# ગોયેંડેલાઇન.

## પ્રકરણ ૧ લું.

### ગોયેંડેલાઇન—બાલિકા.

સ્ટેફોર્ડશાયરની ઘણી ઊંચી પર્વતમાળા ઓળંગીને એલ્ટનટાવરનો ભાગેલો કિલ્લો હજી સૂધી જોવામાં આવેછે. આ મ્હોટો કિલ્લો ક્યારે બનાવવામાં આવ્યો હશે તે ઇતિહાસમાં લખેલું નથી. ક્રોમવેલની લડાઇની વેળાએ એલ્ટનટાવરનો મ્હોટો કિલ્લો ભાંગી ગયો હતો. એની થોડે છેટે એક ભાગેલું દેવળ નજરે પડેછે. આઠમા હેનરીની વેળાએ ધર્મ સંબંધી લડાઈ થઈ હતી તેમાં તે ભાગી ગયું હતું. આ સર્વ ખંડેરોની પાસે એક સુંદર પહાડના શિખર ઉપર એક ઉત્તમ મકાન નજરે પડેછે. એનું નામ એલ્ટનટાવર છે અને એ ટાવર શ્રુજવારીના અર્લ ટેલબટોનું રહેઠાણ છે.

એલ્ટનટાવરની મનોહર સુંદર મૂર્તિ જોવાથી એ મેહેલ છે એવો ભૂલાવો ખવાડતો હતો; અને આંખને ખુશી આપનારી કુદરતની શોભા તથા તરેહવાર પત્થરની બનાવેલી કારીગરી જોવા માટે દર વર્ષ હજારો માણસો દૂરથી આવતા હતા.

એની ચારે બાજુએ ઘણોજ ઉત્તમ બગીચો છે, અને પર્વત ઉપર ચઢવાનો એક પ્હોળો રસ્તો પહાડને સર્પના જેવો ઘેરીને ધીમે ધીમે નીચે આ બગીચાની સાથે મળ્યો છે.

આ ટાવર ઉપરથી ચારે બાજુએ જોયાથી જોનારનું મન કુદરત રૂપી દેવીની ખુબસૂરતીથી એકીવારે વિમોહિત થઇ જાયછે અને તેના ઉપર ઘણાજ સારા મકાનની કારીગરી જોયાથી થોડી વાર સૂધી કુદરતની શોભા પણ તુચ્છ જણાય છે.

ગોર્યેડેલ્રાઇન આ કિલ્લાના માલેકની કન્યા હતી. તેનો પિતા જાન ટેલબટ (અર્લ આફ શ્રુજવારી) ઇંગ્લંડનો સર્વથી મ્હોટો પ્રધાન હતો. તેની માતાનું નામ મેરિયા ટેરેસા ટેલબટ હતું.. શ્રુજવારીના પૂર્વજોનું વૃતાન્ત કાળગર્ભમાં વિલીન થઇ ગયું છે. તોપણ આટલું તો જાણવામાં આવેછે કે તેઓ વિજેતા વિલિયમની પેહેલાં ઘણાજ પ્રભાવવાળા હતા.

આ કુટુંબમાં લડાઈમાં કુશળ, રાજનીતિજ્ઞ, ધર્મનીતિ જાણનારા, અને રાજ્યસત્તામાં નિપુણ એવા ઘણાક પ્રખ્યાત પુરૂષો જન્મ્યા હતા. બારમી સદીથી હમણા સુધી ઈંગ્લંડના ઇતિહાસમાં તેઓની ઘણીજ સાક્ષી મળેછે. ઇતિહાસ અને વંશાવળી જોયાથી ઈંગ્લંડ, સ્કાટલંડ અને ફ્રાન્સના રાજ્ય કુટંબની સાથે તેઓનો ઘણોજ પાસેનો સંબંધ નજરે પડેછે.

હજીસૂધી એલ્ટનટાવરમાંના પેલા ખુબસૂરત મકાનમાં વિવિધ પ્રકારનાં રાજકીય વસ્ત્રાદિ જોવામાં આવે છે, અને ત્યાં દુઃખી મહારાણી મેરી સ્ટુયાર્ડનાં સઘળાં સ્મરણ ચિન્હ છે, તે જોયાથી એકાએક આંખોમાંથી શોકાશ્રુ પડે છે. મકાનની એક બાજુએ રોમન ક્યાથલીકનું એક દેવળ છે, અને ત્યાં વેદી ઉપર ઘણોજ ખુબસૂરત ક્રુશ શોભા આપેછે. પ્રથમથીજ ટેલબટના કુટુંબમાં ખ્રિસ્તી ધર્મના ઉપર ઘણોજ દૃઢ વિશ્વાસ હતો. ત્રણસેં વર્ષ સૂધી તેઓના વાળને કંઈ પણ આંચ આવી નહોતી. તેઓ ખરેખરા રોમન ક્યાથલિક ધર્મ માનનારા હતા. ગોર્યેડેલાઈનનો પિતા પણ એક ખરેખરો ખ્રિસ્તી ભક્ત હતો. ખ્રિસ્તી ધર્મ ઉપર તેનો દૃઢ વિશ્વાસ હતો.

તા. ૭ મી ડિસેમ્બર સને ૧૮૧૭ ને દિવસે સેન્ટ જેવિયરમાં ખાણું હોવાને લીધે ઘણોજ આનંદનો ઉત્સવ થયો હતો. આ પવિત્ર દિવસે પવિત્ર ઉત્સવની વેળાએ ગ્લાસ્ટસ્ના સેલ્ટેનહામ નગરમાં ગોર્યેડેલાઈનનો જન્મ થયો હતો. ખ્રિસ્તીઓના મત પ્રમાણે બાપટીઝમના પછી ગોર્યેડેલાઇનને માની

પાસે લઈ જવામાં આવી. લેડી શ્રુજવારી નવા બાળકને ખોળે લેઇને ઘણોજ આનંદ ઉત્સવ કરવા લાગી, અને માતૃસ્નેહથી વિગલિત થઇને કહેવા લાગી કે "ઈશ્વર કરે ને મ્હારી ગોયેંડેલાઇનિ સર્વદા આવીજ રહે." આવું કહીને તેણે હાથ જોડીને કરૂણામય ઇશ્વરની આગળ છોકરીની મંગળ પ્રાર્થના કરી.

ગોયેંડેલાઈનિ માતૃસ્નેહથી શુક્લપક્ષના ચંદ્રની પેઠે વધવા લાગી; તેની સાથે માબાપની પ્રિતિ તથા આનંદ પણ વધવા લાગ્યાં. તેના મુખ ઉપર કોમળ પ્રકૃતિ અને નમ્ર સ્વભાવ ખીલવા લાગ્યાં; તેના હસતા હોઠ ઉપર ભવિષ્યમહત્વની રેખા દેખાવા માંડી; અને પ્રત્યેક નયનપલકમાં દુઃખપૂર્ણ સંસારને મદદ આપવાનાં ચિન્હ પ્રકાશિત થવા લાગ્યાં. તેના પ્રત્યેક ભાવમાં જાણે કંઇક ગૂઢ અર્થ છુપાયલો હોયને એવું જણાવા માંડયું.

ટેલબટ કુટુંબમાં સુખ અને શાંતિ અટલભાવથી વિરાજતી હતી. થોડી મુદતમાં એક શાખામાં બીજો એક ન્હાનો ફૂલનો બગીચો થયો, અને ધીમે ધીમે ખીલવા લાગ્યો. આ બે ફૂલે આખા કુટુંબને સુખ સુગન્ધમાં ખુશી કરી મૂક્યું. ગોયેંડેલાઇને પહેલાં સંસારમાં આવીને ઈશુ અને મેરીનું નામ ઉચ્ચારણ કર્યું. ગોયેંડેલાઇનની માતાએ નિશ્ચય કર્યો હતો કે વાક્યશક્તિનું પ્રથમ ફળ ઇશ્વરમાં સમરપણ કરાવીશ. તેને અનુસરીને તેણે કન્યાને આ બીજમંત્રમાં દિક્ષિત કરી. ગોયેંડેલાઇનિની ઉમ્મર ઘણીજ ન્હાની હતી ત્યારથી તેની મા તેને પ્રાર્થના કરાવતી અને હાથ જોડીને સ્વર્ગીય પિતાને બોલાવતાં શીખવતી હતી. મા જે બોલતી.તે ગોયેંડેલાઈન યત્નપૂર્વક ભક્તિ અને નમ્રભાવથી યાદ રાખતી અને સર્વદા ઉચ્ચારણ કરતી હતી.

ઈંગ્લંડના પ્રતિષ્ઠિત તથા પૈસાદાર માણસોની પેઠે શ્રુજવારીનું કુટુંબ કોઈ કોઈ વેળાએ યુરોપખંડનાં ઘણાક દેશ જોવા માટે ફરવા જતું હતું. આ વેળાએ તેઓના ફરવાનો સમય આવ્યો. પરંતુ સ્નેહમયી માતા કોઇપણ રીતે ગોયેંડેલા-

ઇનને અને બીજી કન્યા મેરીને આંખથી છેટે રાખીને જવાને રાજી થઈ નહિ; તેથી ગોયેંડેલાઇનને બાલ્યાવસ્થાથીજ યુરોપની પ્રદક્ષિણા ફરવાનો લાગ મળ્યો. ફ્રાન્સ, સ્વીતજરલંડ, ઇટાલી અને જર્મનીમાં ભ્રમણ કરીને છેલ્લે તેઓ શીયાળાના આરંભમાં રોમમાં આવ્યાં. આ મહા નગરીમાં તેઓનાં ઘણાંજ ઉત્તમ સુખ આપનાર મકાનો હતાં.

વારંવાર મુસાફરી કર્યાથી ગોયેંડેલાઈનની બુદ્ધિ તથા જ્ઞાનની ઘણીજ ઉન્નતિ થઈ હતી, અને ઘણીક ભાષા શીખવાનો લાગ તેને મળ્યો. ઘણીજ ન્હાની ઉમ્મરમાં ગોયેંડેલાઈન પોતાની માતૃભાષા ઈંગ્રેજી તેમજ પારકી ભાષા જેવીકે ફ્રેન્ચ, ઇટાલીઅન અને જર્મન ભાષા છટાદાર રીતે બોલતી હતી અને તેમાં વિશેષ નિપુણતા દેખાડતી હતી. જ્યારે તે ઇટાલીમાં ગઈ હતી, ત્યારે ત્યાં રાજા અને રાજપ્રતિનિધિ રહેતા હતા. ગોયેંડેલાઈન તેઓની વિશેષ પ્રિયપાત્રી થઈ પડી હતી. રોમ નગરમાં પણ તેણે ઘણાકોની ઓળખ મેળવી હતી; તેના સદ્‌ગુણથી તથા નમ્રતાથી વશીભૂત થઇને પોપ તેને કન્યાની પેઠે ચહાતો હતો, અને તેના ભલાને માટે સર્વદા ઈશ્વરની આગળ પ્રાર્થના કરતો હતો.

ગોયેંડેલાઈનની માતા તેના માનસિક અને આધ્યાત્મિક ભાવની ઉન્નતિ કરવામાં ઘણોજ યત્ન કરતી હતી. આવી માતાએ ગોયેંડેલાઇનના માનસરૂપી ખેતરમાં જે બીજ વાવ્યું હતું તે ટુંક મુદતમાં અંકુરિત થયું, અને ભવિષ્યમાં તે સારૂં ફળ આપશે એવી ઘણાકોને આશા ઉત્પન્ન થઈ.

ગોયેંડેલાઈનના વિશુદ્ધ ચરિત્રનો આ ભાવ બાલ્ય કાલથી જોવામાં આવ્યો હતો કે, તે પોતાના હાથથી ગરીબોને દાન આપ્યાથી જેવું સુખ મેળવતી હતી તેવું ઘણાં કિંમતી ઘરેણાં ગાંઠાં અથવા સ્વાદદાર ખોરાકથી મેળવી શકતી નહોતી. જેમ જેમ તેના ન્હાના હાથ મ્હોટા થવા માંડયા તેમ તેમ ગરીબોને વધારે મદદ આપવાને આતુર થવા લાગી તે જોઈને આખું જ-

ગત્ આશ્ચર્ય પામતું. ઘણાંક વર્ષ પછી તે પાછી ઇગ્લંડમાં આવી, અને એલ્ટન ટાવરમાં સુખથી રહેવા લાગી. આ જગાએ ગોયેંડેલાઈનની કેળવણી પૂરી થઈ. હવે અમે ગોયેંડેલાઈનના જીવનનું આના કરતાં વધારે સારૂં ચિત્ર આપવાને પ્રવૃત થઈએ.

## પ્રકરણ ૨ જું.

## ગોયેંડેલાઇન—યુવતી.

ગોયેંડેલાઇને ધીમેધીમે બાલ્યકાલની સીમા ઉલ્લંઘન કરીને જુવાનીમાં પગ મૂકયો. તેના યૌવનરૂપી પુષ્પના સૌન્દર્યથી તથા સુવાસથી ચારેબાજુનું મંડલ વિમોહિત થયું. જે કોઇ એલ્ટનટાવર જોવા આવતા હતા તેઓ તેના રૂપ ગુણથી ખુશ થઇ જતા હતા, અને મનમાંને મનમાં તેની ઘણીજ પ્રશંસા કરતા તથા સાધુવાદ આપતા. ગોયેંડેલાઇન પોતે પણ સુખી હતી અને તે સુખનો સુવાસ ચોતરફ ફેલાતો હતો. આ સુખ તેના નિર્દોષ જીવન તથા પવિત્રતાથી ઉપ્તન્ન થયેલું હતું. તે આખો દહાડો સારાં કામ કરવામાં કાળ ગાળીને આનંદિત થતી હતી. જે દિવસે તે કિલ્લાના આસપાસના ગરીબોને પોતાની ઈચ્છા પ્રમાણે દાન કરી નહિ શક્તી, અને જે દહાડે તે પોતાને હાથે અનાથ રોગીઓની સેવા ચાકરી કરી નહિ શક્તી, તે દિવસે ત્હેને અસહ્ય દુ:ખ ઉપજતું તથા ઘણાજ અસુખથી દિવસ ગાળવો પડતો હતો. તેના હૃદયમાં એટલી તો સહાનુભૂતિ હતી કે તેણે કોઇ વેળાએ પણ કોઇની પ્રાર્થનામાં પોતાની ઇચ્છા પ્રમાણે કંઇ કર્યું નહોતું અથવા મ્હોં વાંકું કર્યું નહોતું. બીજાનાં દુ:ખ પોતે ભોગવતી હોય તેમ સમજતી અને ઘણા યત્નની સાથે તેને દૂર કરવાની કોશેશ કરતી. ગરીબોને મદદ કરવાની તેની વૃત્તિં એ એક માત્ર

ઇશ્વરના ઉપર અકૃત્રિમ ભક્તિથીજ ઉત્પન્ન થયલી હતી અને તેમને સુખ આપવું એ દાનના કાર્યમાં આવશ્યક હતું. આ સર્વ દયા, દાક્ષિણ્ય, અને સૌજન્ય મેરી પણ મ્હોટી બેન ગોર્યે- ડેલાઈનથી શીખવા લાગી. એ બન્ને બેનો ધીમેધીમે માબાપનાં સુખ અને આનંદ વધારવા લાગી. આ કુટુંબનું મહત્વ અને સૌજન્ય કેટલું પસરેલું હતું તે દેખાડવા માટે આ જગાએ એક વિષયનું વર્ણન આપવું આવશ્યક જણાય છે.

ઉત્સવ અને પર્વની વેળાએ તેઓ આસપાસના અને દૂરના ગરીબો તથા રોગીઓને બોલાવતાં હતાં. અને પો- તાના મકાનની પાસે એક ઘરમાં સઉની યથાવિધિ સેવાચા- કરી કરતાં. આ જગાએ તેઓને યથાયોગ્ય ઔષધ તથા ખાવા પીવાની કંઇ પણ કમતાઇ રહેતી નહોતી. તેઓના કુટુંબના વૈદ્યોના કહેવા પ્રમાણે લાર્ડ શ્રુજવારી પોતાને હાથે પુરૂષ રોગીઓને ઔષધાદિ પીવાડતા અને લેડી શ્રુજવારી સ્ત્રિયોની સેવા કરતી હતી. જ્યારે રોગીઓ સારા થતા ત્યારે તેઓને ઉત્તમ વસ્ત્ર, ઔષધ અને કંઇક પૈસા આપીને તેઓને પોતપોતાને ઘેર મોકલતાં હતાં.

આમ તેઓ ખરા ખ્રિસ્તીનો ગૌરવ રાખતાં હતાં. તેઓનો યશ—સૌરભ પણ ચારેબાજુએ ફેલાવા માંડ્યો. એ કાંઈ આશ્ચર્યનો વિષય નથી કે ટેલબટ કુટુંબનું સદાશયપણું અને પરોપકારીપણું ઈંગ્લાંડમાં સર્વત્ર પ્રખ્યાત થયું હતું. ઈંગ્લાં- ડના રાજા ચોથા વિલિયમે એક દિવસે પોતાના સભાસદોને કહ્યું હતું કે "ધર્મ અને મનુષ્યત્વનો ગૌરવ રાખવા માટે ઈંગ્લાંડમાં એક જણ બીજો શ્રુજવારી રહેવો જોઇએ."

એલ્ટનટાવરમાં ગોર્યેડેલાઇનની ધર્મની કેળવણી ધીમે ધીમે વધવા લાગી. જેમજેમ તેની ઉમ્મર વધવા લાગી તેમ તેમ ખ્રિસ્ત ઉપર વિશ્વાસ રાખવામાં તેનો પ્રગાઢ અનુરાગ વધવા લાગ્યો. તેણે મહાપુરૂષ ઇશાના જીવનચરિત્રના ઘણા

ભાગ મ્હોં ઉપર રાખવાનો અભ્યાસ કર્યો હતો, અને ધર્મ સંબંધી ઇતિહાસમાં પણ તેણે વિશેષ પ્રવીણતા મેળવી હતી.

સિસાનો બિશપ ડાક્ટર એઇનિશ તેને ધર્મની કેળવણી આપતો હતો. એ ધર્માત્મા અને વિદ્વાન પુરૂષ હતો. થોડી મુદતમાં તેની ઉત્તમ કેળવણી આપવાની રીતથી ગોયેંડેલાઇન નાના પ્રકારના ગુણમાં ભૂષિત થઈ. ગોયેંડેલાઇને તેનો ઉપદેશ પોતાના જીવનમાં સવિશેષ ફળ આપવા વાળો કર્યો હતો. કેવળ ધર્મ વિષય નહિ પણ વિજ્ઞાન વગેરેની ભિન્નભિન્ન શાખામાં પણ તેણે વિશેષ જ્ઞાન મેળવ્યું હતું. તે ચાર પ્રકારની વિજાતીય ભાષામાં વાતચિત કરી શક્તી હતા, અને તેના શિવાય સ્પેન દેશની ભાષાનો પણ તે વેળાએ અભ્યાસ આરંભ્યો હતો.

ઈતિહાસ, સાહિત્ય, સંગીતશાસ્ત્ર. અને ચિત્ર કાર્યમાં તે ઘણીજ કુશળ હતી પરંતુ તે ઘણીજ નમ્રતાની સાથે કહેતી હતી કે " વિજ્ઞાન નમ્રતાનો સંબંધ છોડે તો તે ભયંકર મૂર્તી ધારણ કરશે. અવિનયી વિજ્ઞાનવિદ્ પંડિતના કરતાં એક સાધારણ ખેડુત વધારે પ્રશંસાને પાત્ર છે. જે કુદરતના છુપા તત્વ શોધવાને યત્નવાન્ હોય છે તેઓના જીવનમાં જો તે જ્ઞાન કાર્યકારી નહિ થાય તો તે વિદ્યાભ્યાસ તથા ઘણી મેહેનત કરેલી નિષ્ફળ થયલી સમજવી." ઇમિટેશન આફ ક્રાઇસ્ટ નામના પુસ્તકમાં લખ્યું છે કે " પરમેશ્વર કોઇની પણ જ્ઞાન રાશીની ન્યૂનાધિકતા ઉપર જોશે નહિ, તે કેવળ સંસારમાં કેટલું કામ કર્યું છે તેજ જોશે." ગોયેંડેલાઇન સર્વદા આવી સન્નીતિથી પરિચાલિત થતી હતી. પોતાનું અસીમ જ્ઞાન સંસારના કાર્યમાં વાપરવામાં તે ઘણીજ કોશેશ કરતી હતી.

ક્યાથલિક ધર્મના વિવિધ તેહેવાર અને ઉત્સવાદિ એલ્ટન ટાવરમાં સુંદર રૂપથી કરવામાં આવતા હતા. એલ્ટનટાવરના દેવળમાં રોજ ઉપાસનાદિ થતાં હતાં, અને રવિવારે ટાવરની

આસપાસના ગામનાં રહેવાસીઓ એ દેવળમાં આવીને એકઠાં થતાં હતાં. ત્યાં ગોયેંડેલાઇન અને તેની બેન મેરી મધુર સ્વરથી ગાયનગાતી હતી. કોઈ કોઈ વેળાએ લેડી શ્રુજવારી પણ તેમાં સામેલ થતી. તેઓના ધર્મના મધુર ગાયનથી લોકોનો મૃતપ્રાય ધર્મભાવ જાગ્રત અને હૃદયદ્રવીભૂત થઈ જતો હતો.

શ્રુજવારી કુટુંબ પ્રજા તથા પોષ્ય વર્ગમાં કેવળ ધર્મભાવની વૃદ્ધિ કરવાની કોશેશ કરીનેજ ચુપ બેઠું નહોતું, તેઓની વિદ્યા શિક્ષામાં વિશેષ યત્ન કરતું હતું. અર્લ આફ શ્રુજવારી લોકોની ખરી માનસિક ઉન્નતિ વિષયમાં વિશેષ પરિશ્રમ કરતો હતો. તે પોતે ત્રણ સ્કુલોનો સઘળો ખર્ચ આપતો હતો, એની પોતાની બે કન્યાઓ તથા બીજી બાળિકાઓને કેળવણી આપવાને માટે સ્કુલો સ્થાપન કરી હતી. તે મેહેતાજીઓને પગાર આપતો હતો એટલું નહિ પણ ગરીબ બાળક બાળિકાઓને વાંચવાની ચોપડીઓ અને તેઓને પેહેરવાનાં વસ્ત્ર સુદ્ધાં વેચાતાં લઇને આપતો હતો. કોઈ કોઈ વખતે વિદ્યાલયમાં જઈને ઘણા ઉત્સાહથી છોકરાંની પરીક્ષા લેતો અને તેઓના સ્વભાવ વિશુદ્ધ તથા નિર્મળ થાય તેના વિશે તેઓને સર્વદા ઉપદેશ આપતો હતો. લેડી શ્રુજવારી પણ કન્યાશાળામાં જઇને ઉપદેશાદિ આપતી હતી.

આવા સદાશયથી વશીભૂત થયલાં બાળક બાળિકાઓ અને તેઓનાં માબાપ તેઓની કેટલી ભક્તિ શ્રદ્ધા કરી શકે એ સેહેલાઇથી જણાય એમ છે. સાધારણ લોકો એઓને કેવી રીતે ચહાતા હતા તે અર્લ અને કૌન્ટેસની જન્મગાંઠને દિવસે અને બીજા ખ્રિસ્તી તેહેવારને દિવસે તથા ઉત્સવાદિમાં સવિશેષ જણાતું હતું. જ્યારે તેઓ દેશ ભ્રમણ કરીને ઘણાક દિવસ બાદ ઘરમાં આવ્યાં ત્યારે આ અનુરાગ સ્રોતે પ્રબળ વેગ ધારણ કર્યો. તેઓના આવવાની વાત સાંભળ્યાથી ઘણે છેટેનાં માણસો આ-

વીને એલ્ટનટાવરમાં એકઠાં થયાં અને આખો રસ્તો માણસોથી પરિપૂર્ણ થયો. તેઓના આનંદધ્વનિથી કાન બેહેરા થવા લાગ્યા.

પૃથ્વીમાં દાનશીલ ધનવાન્ માણસોનો અને કૃતજ્ઞચિત્ત ગરીબ માણસોનો સંબંધ ઘણો પ્રિયકર અને સુખદાયક છે. જે ધરમાવલંબી માણસોમાં આવો સદ્ભાવ વધારે જોવામાં આવેછે તે ધર્મ સમસ્ત માનવ જાતિને પાસેના સંબંધમાં બાંધીને પૃથ્વીમાં એક સુખી કુટુંબ બનાવામાં શક્તિવાન્ થાયછે. જો પૃથ્વીના સઉ ધનવાન્ માણસો આવીરીતે ધનનો સદ વ્યવહાર કરતાં શીખે, અને એક ન્હાના કુટુંબમાં ઘેરાઇ નહિ રહેતાં પૃથ્વીના સમસ્ત માનવ કુટુંબને અન્તરમાં સ્થાન આપી શકે તો આ જગત્ કેવું સુખનું સ્થાન થાય! રાષ્ટ્રવિપ્લવ, ભયંકર હત્યાકાંડ, અવૈધતા અને યથેચ્છાચાર વગેરે પૃથ્વીને વ્યાકુલ કરી મૂકત નહિ. પૃથ્વી શાન્ત સમુદ્રની પેઠે પ્રશાંત મૂર્તિ ધારણ કરીને નિત્ય સુખનું આલય અને શાંતિ નિકેતન થાત.

પ્રાચીન કાળમાં લોકો કહે છે કે—મનુષ્યની માનસીક વૃતિની ઉત્તમ રીતે ઉન્નતિ કરવા માટે દેશપર્યટન કરવાની ઘણી આવશ્યકતા છે કારણ કે તેનાથી વિદેશીય રીતિ નીતિ, આચાર વ્યવહાર અને શિલ્પાદિ શિક્ષણ મેળવવાનો વિશેષ લાગ મળે છે, તથા નાના પ્રકારની બહુ દર્શિતાથી મન દૃઢ અને કામ કરવામાં કુશળ થાય છે. અર્લ ઓફ બ્રુજવારી પણ તે મતાવલંબી હતો. તે કહેતો હતો કે જેમ વૃક્ષ પ્રથમાવસ્થામાં એક જગાથી બીજીપર રોપવાથી ખીલેછે અને વધારે વધે છે, તેમ દેશભ્રમણ કર્યાથી પણ મનુષ્યનું મન સતેજ તથા પુષ્ટ થાય છે. એ વાસ્તે તે વારંવાર વિદેશમાં મુસાફરી કરતો હતો અને હમણાં પણ તેણે પાછું ઈંગ્લંડ છોડયું. તેણે પેહેલાંની પેઠે આ વેળાએ પણ પોતાની બે કન્યાઓને સાથે લીધી હતી.

આ વેળાએ પુસ્તકો તેઓની મુસાફરીનાં એક માત્ર સો-

બતી થયાં. ગોયેંડેલાઇને પોતાના રોજના કામની સ્મૃતિ-લિપિ અર્થાત્ ડાયરી રાખી હતી તેમાં જરૂરનાં પ્રત્યેક વિષય લખી રાખતી હતી, અને તે દેશમાં ભ્રમણ કરવાની વેળાએ જે જોતી તે એ દૈનિકલિપિમાં નોંધી લેતી હતી.

જર્મનીમાં ઘણો કાળ મુસાફરી કર્યા પછી તેઓનું મન પુણ્યભૂમિ રોમ તરફ જવા દોડયું. તે વેળાએ રોમ ધર્મનું આદર્શ સ્થળ અને શિલ્પ વિજ્ઞાન વગેરે બહુ વિધ શાસ્ત્ર-ચર્ચાની પ્રિયભૂમિ હતી. તે સમયનો રોમનો સુધારો આખી સુધરેલી દુનિયામાં ઉચ્ચ અધિકાર મેળવતો હતો. આવો દેશ જોવા માટે કોનું મન આતુર ન થાય ?

જેમ જેમ ગોયેંડેલાઈન રોમ નગરની પાસે આવવા લાગી અને રોમના વિચિત્ર દેખાવો નજરે પડવા લાગ્યા, તેમ તેમ તેના મનમાં ઊંચા ભાવનો ઉદય થવા લાગ્યો તથા તેના બા-લ્યપરિચિત સમસ્ત વ્યાપાર પ્રગાઢ ભાવથી એકના પછી એક માનસપટમાં અંકિત થવા લાગ્યા. એક પ્રખ્યાત મુસાફરે કહ્યું છે કે " વિદેશીઓની પાસે રોમ નગર જાદુ કરી જાણીને ભૂલાવો ખવારે છે. રોમનગર જોવું એ પુણ્ય તથા સન્માન ભરેલું છે. એ જીવનને મહાન્ સુખ આપનાર સ્મૃતિચિત્ર-પટ છે. રોમ લડાઈના બળથી બેહજારવર્ષ સુધી પૃથ્વીને શાસન કરતું આવ્યું હતું. રોમની પેઠે સૌભાગ્યશાળી પ્રદેશ બીજે ક્યાં પણ નજરે પડતો નથી. " આ સઘળા વિષય ઉપર વિચાર કરતી કરતી ગોયેંડેલાઈન રોમ નગરમાં પેઠી. તેના આનંદનો વેગ એવો તો ઉછળતો હતો કે તેણે તરત રોમ વિશે એક ન્હાની કવિતા લખવાનો આરંભ કર્યો.

ગોયેંડેલાઈન રોમનાં પ્રખ્યાત સ્થાન રોજ જોવા જતી, અને તે જગા સંબંધી વિષય દૃઢભાવથી મનમાં ચિત્રી રાખતી હતી. આવીજ રીતે તેણે રોમના રહેવાશીઓનો આચાર વ્ય-વહાર સારી પેઠે જાણી લીધો. ગોયેંડેલાઈન વિલાસ પૂર્ણ ખુ-

શીમાં રત રહેતી નહોતી; તે સર્વદા પુસ્તકો વાંચતી હતી, અને વિશ્રામની વેળાએ ફલોના મેહેલના બગીચામાં ફરતી હતી. કોઈ કોઈ વેળાએ પિતા તથા સગાવહાલાઓની સાથે ઘોડા ઉપર બેસીને થોડીવાર ફરીને સુખ ભોગવતી હતી. દર રવિવારે સિસટાઇન ચાપેલમાં અર્થાત્ દેવળમાં જઇને ત્યાંની પ્રાર્થનાદિમાં સામેલ થતા હતી.

કુટુંબના વિષયને માટે અર્લ આફ શ્રુજવારીને લંડન જવાની એકાએક જરૂર પડી તેથી ઘણા દિવસ રોમમાં રહેવું થયું નહિ. ગોયેંડેલાઇન પોતાની સાથે નાના પ્રકારનાં સ્મૃતિચિન્હ લઈ ગઈ, અને ફરીથી આ પ્રિયભૂમિ જોવાની આશા રાખી. તેઓ લંડન અને બ્રાઈટન નગરથી જતાં હતાં, તે અરસામાં ગોયેંડેલાઇન અને મેરી રાજા રાણીથી નિમંત્રિત થઇને અતિ આદરથી પરોણાં થયાં. . રાણી, ગોયેંડેલાઈનના સ્વભાવ ચરિત્રથી ઘણીજ ખુશ થઈ હતી, અને તેને પોતાના કાકાની પુત્રી પ્રીન્સેસ આફ સેકસના વિચારની પ્રણયપાત્રી જાંણીને વિશેષ સંતુષ્ટ થઈ હતી. ગોયેંડેલાઈનની માનસિક શક્તિની પ્રખરતા દેખાડવા માટે આ જગાપર એક વિષયનું વર્ણન કરવામાં આવેછે. પ્રખ્યાત ગણિતજ્ઞ પંડિત એસ. પિનલે તેને ગણિતનો એક કઠિન સવાલ પૂછયો હતો, તેનો જવાબ તેણે થોડીવારે વિચાર કરીને એવી ઉત્તમ રીતે આપ્યો કે એ પંડિતે ઘણુંજ આશ્ચર્ય પામીને તેની પ્રખર બુદ્ધિશક્તિની બહુ પ્રશંસા કરી.

શ્રુજવારી કુટુંબ એલ્ટનટાવરમાં આવી પહોચ્યું. ત્યાં આવતાંજ ગોયેંડેલાઈને સાહિત્ય અને સંગીત ચર્ચામાં પેહેલાંના કરતાં વધારે ધ્યાન આપ્યું. જોનારાઓનું મન ખુશ કરવા માટે એલ્ટનટાવરમાં ફ્રેન્ચ, ઈંગ્રેજી અને ઈટાલીઅન વિવિધ દ્રશ્યકાવ્ય ભજાવવામાં આવતાં હતાં, અને એ સર્વે ભજાવવામાં ગોયેંડેલાઇન વિશેષ પ્રખ્યાત થતી હતી. આ સર્વે નાટકો

જોવા માટે લંડનથી માર્કુઇશ આફ વાલેસલી,ડચેસ આફ ડિવન-શાયર અને સર રાબર્ટ પીલ પણ એલ્ટનટાવરમાં આવ્યાંહતાં.

જે ગોયેંડેલાઇનને જોતા હતા તેઓ તેના અદ્દ્ભૂત દેહકાંતિમાં માનસિક પ્રતિભાની ઘણીજ આશ્ચર્યકારક પ્રખરતા જોતા હતા. કોન્ટ ડિ સેટલિયને તેની એક છબી કાઢી હતી. વિવિધ વિજ્ઞાનાદિનાં ચિન્હ તે છબીની આસપાસ ચિત્રેલાં હતાં. ઈતિહાસ, ભૂગોળ, સાહિત્ય, પદ્ય, ભાષા, ચિત્ર, અંકગણિત, ગાયન અને ભરવાના કામમાં તે ઘણી કુશળ હતી.

વ્યવહારકાર્યનો બંદોબસ્ત કરીને અર્લ સહકુટુંબ પાછો મુસાફરીએ નીકળ્યો. ગોયેંડેલાઇન પિતા માતાની સાથે પ્રથમ જર્મનીમાં આવી. ત્યાં થોડો કાળ કાલ ટેકિસસ અને એમસ નગરમાં ગાળીને કારલસવાદ થઈને કિસિંજેનમાં આવ્યાં. અહિં મેરી અને ગોયેંડેલાઈનને બવેરિયાની રાણીએ બોલાવીને તેઓને ઘણુંજ માન આપ્યું.

ગોયેંડેલાઇન જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં સાધારણની આંખ તેના સૌંદર્યથી આકૃષ્ટ થતી હતી. એક વેળાએ એક રાજકુમારે તેના સૌંદર્યથી મુગ્ધ થઇને તેને વિવાહ કરવાની વિનંતિ કરી હતી; પરંતુ પરસ્પરના ધર્મનું જૂદાપણું હોવાથી લગ્ન કરવાની સર્વથી મ્હોટી અડચણ નડી.

ગોયેંડેલાઈનના બહારના સૌંદર્યના કરતાં અંતરનું સૌંદર્ય વધારે હતું. તેની નમ્રતા, શિષ્ટાચાર અને લોકનિર્વિશેષથી બંધુત્વ ભાવથી આશ્ચર્ય થઇને સઉ તેના વશિભૂત થઈ જતા હતા. ગોયેંડેલાઇન દુનિયાની લાલચ અને ઠગબાજીથી કંઇપણ મુઝાતી નહોતી. યદ્યપિ તે હમણાં જુવાનીમાં આવીહતી પરંતુ તેનામાં કોઈ જાતનું ચાંચલ્ય કે અપરિણામદર્શિતપણું જોવામાં આવતું નહોતું. તે પ્રૌઢ માણસની પેઠે શાંત સ્વભાવની તથા ગંભીરાકૃતિ વાળી હતી. તે પ્રત્યેક વિષયનો અપ્રાકૃત અને ખ-

રાબ અંશ ત્યાગ કરીને સત્ય તથા સાર અંશ લેતી હતી. લોકોનાં નાના પ્રકારનાં પ્રશંસાવાક્ય સાંભળ્યાથી તેને કંઈ ઉલ્લાસ અથવા અહંકાર થતો નહોતો. તે પોતાને ઈશ્વરના સમક્ષમાં જેવી દીનાત્મા જોતી હતી તેના કરતાં વધારે કદિપણ કોઈ અંશમાં પોતાને શ્રેષ્ઠ સમજતી નહોતી. સપ્ટેમ્બર મહીનામાં બ્રુજવારી કુટુંબ જર્મની છોડીને રોમમાં જવા નીકળ્યું. રસ્તામાં થોડા દિવસ મિલાનમાં ગાળ્યા. ત્યાંના વેપાર અને શિલ્પવગેરેની ઘણીજ ઉન્નતિ જોઈને તેઓ આશ્ચર્ય થયાં. ત્યાંનાં પ્રત્યેક પ્રસિદ્ધ સ્થાન જોઇને તેઓ વરોમિયનના દ્વિપોની તરફ જવા નીકળ્યાં અને ત્યાંના બગીચાઓ જોઇને ઘણાંજ ખુશ થયાં.

ગોયેંડેલાઇન હિસારમ્યાન બેટના રહેવાસીઓનો ઉત્સાહ અને ઉદ્યોગ જોઇને ઘણીજ ખુશ થઈ. ત્યાંના પ્રત્યેક ગૃહસ્થની એક ન્હાની નાવ અને જાળ હતી. સમુદ્રજ એઓનું ધન હતું. એ બેટનો ઘેરાવો આડ્યો માઇલ હતો અને ચારેબાજુનો દેખાવ ઘણોજ મનોહર હતો. જેઓ સર્વદા મ્હોટાંમ્હોટાં શેહેર અને રાજ મેહેલના શિવાય ન્હાનાં ગામડાં જોતા નથી, તેઓ અવસ્ય આ સ્થાનની સાધારણ સૌન્દર્યતા જોઇને સંતોષ મેળવશે. ત્યાનાં ન્હાનાં ન્હાનાં નગર, ન્હાની ન્હાની ઝુંપડીઓ અને તેને અનુસરતો સામાન્ય ઘરનો સામાન, એ ખરેખર મનોહર હોયછે. એ બેટોનું સાધારણ સૌન્દર્ય અને કુદરતી શ્રી જોયાથી ગોયેંડેલાઇનનું મન એટલું બધું તલ્લીન થઈ ગયું હતું કે તેણે આ સર્વે સુંદર દેખાવની કવિતા લખી. આ જગાપરથી તેઓ ફ્લોરેન્સરની તરફ ચાલ્યાં. ત્યાંનાં સુંદર નગર અને કારીગરીવાળાં મકાનો તથા ઊંચા કીર્તિસ્તંભ જોઇને રોમમાં ગયાં.

# પ્રકરણ ૩ જું.

## ગોયેંડેલાઇન—ગૃહિણી.

ગોયેંડેલાઇનના શરીરનું અને મનનું સૌંદર્ય પૂર્ણ વિકસિત થયું. હમણાં તે સત્તર વર્ષની થઈ હતી. તે હમણાં રોમમાં નહોતી, પરંતુ તેના સાધુચરિત્ર અને સત્સ્વભાવથી ત્યાંના ઘણાક રહેવાસીના મનમાં અંકિત રહેલી હતી. રોમના મ્હોટા મ્હોટા કુટુંબના ઘણાક જુવાનો તેના પ્રણયાકાંક્ષી થયા હતા. રાજકુમાર **માર્ક એન્ટની બર્ગીસ** પણ ગોયેંડેલાઇનને પ્રથમ જોતાંજ અનુરાગી થયો હતો, અને **લાર્ડ** શ્રુજવારીની સાથે સર્વદા તેઓના કુટુંબમાં આવતો જતો હતો. આ વખતે **માર્ક એન્ટની**ની માતા પ્રિન્સેસ **બર્ગીસ**ની સાથે ગોયેંડેલાઈનનો પરિચય થયો, તેથી તે તેનો સ્વભાવ અને રૂપ ગુણાદિ વિશેષ જાણતો હતો. પ્રિન્સેસ **બર્ગીસે** જોયું કે પુત્રની જોડે ગોયેંડેલાઈનનો વિવાહ થયાથી એ જોડું ઘણુંજ સુખ આપનારૂં તથા શાંતિ દેનારૂં થશે. તેણે પ્રથમ કૌન્ટેસ આફ્ શ્રુજવારીની પાસે આ વિષયની વાત કરી, અને પછી ઇટાલીની રીતિ અનુસારે એક વિશ્વાસી પુરોહિતને ગોયેંડેલાઇનની સાથે પોતાના કુંવરનું લગ્ન કરવાની વિનંતિ કરી મોકલી. લેડી શ્રુજવારી કન્યાનો વિયોગ ઘણો અસહ્ય થશે એવું સમજવા લાગી, પરંતુ તે વિવાહ સઉને મનગમતો હોવાથી લાચારીએ તેને સંમતિ આપવી પડી.

તા. ૧૨ મી માર્ચ ૧૮૩૫ ને દિવસે ઘણી ધામધુમથી પ્રિન્સ **માર્ક એન્ટની બર્ગીસ**ની જોડે **ગોયેંડેલાઇન ટેલબટ**નો શુભ વિવાહ થયો. સરખેસરખી જોડ મળી. રત્ન કાંચનનું સંમિલન થયું. જેવી **ગોયેંડેલાઇન** ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલી ઐશ્વર્યશાલિની, સુંદરી, અને નાના વિધ ગુણની ખાણ હતી

તે ઇશ્વરની કૃપાથી તેના જેવાજ સ્વામીની સહચરી થઈ. બર્ગીસનું કુટુંબ રોમમાં ઘણુંજ પ્રખ્યાત હતું. એ કુટુંબમાં ઘણાંક ધાર્મિક મનુષ્યો અવતર્યાં હતાં

પ્રિન્સ બર્ગીસની સાથે ગોયેંડેલાઇનના આ સુખ સંમિલનમાં ગોયેંડેલાઇનની પણ સંમતિ હતી. આ વિવાહથી વધારે સુખૈશ્વર્ય ભોગવવાની આશા તેના મનમાં નહોતી, પરંતુ વધારે કર્તવ્યપરાયણતા અને કાર્યકારિતા શીખીશ એવું તેણે ધાર્યું હતું.

આ શુભ વિવાહનું કાર્ય પોપે એડેચેલચીના દેવળમાં કર્યું. કાર્ડિનેલ વાડેચેલચી અને કાર્ડિનેલ વેંડે લગ્નનું કામ સંપૂર્ણ કર્યું.

રોમની રીતિ અનુસારે નવાં દંપતીને પરસ્પરના સ્વભાવ ચરિત્ર વિશેષ જાણવા માટે વ્યવહાર કર્મમાંથી છેટે રહીને થોડો કાળ સૂધી બીજી જગાએ જઇને રહેવું પડતું હતું તેને અનુસરીને રોમથી અઢાર માઇલ દૂર નેટાન નામની જગાએ આ નવું જોડું રહેવા ગયું. લેડી શ્રુજવારી કન્યાને વિદાય કરીને પુત્રીવિયોગના શોકમાં ગરકાવ થઈ અને તેની આંખોમાંથી અશ્રુ ધારા વહેવા લાગી. ગોયેંડેલાઇને માતાની આવી અધીરતા જોઇ છ મહીના પછી ઈંગ્લિંડમાં જઇને મળવાની પ્રતિજ્ઞા કરી.

ગોયેંડેલાઈન ઘણા સુખથી આ નવું જીવન ગાળવા લાગી. પ્રિન્સ ફ્રેન્સિસ્કો બર્ગીસે ઘણા પ્રેમ અને આનંદથી સુખ અને શાંતિના અવતારરૂપ પુત્રવધુને પોતાના ઘરમાં આણી. થોડા દિવસમાંજ ગોયેંડેલાઇન આખા કુટુંબની પ્રિયપાત્રી થઇ પડી. તે બીજી નવોઢા સ્ત્રિયોની પેઠે બનાવટી ગંભીર મૂર્ત્તિ ધારણ કરવા શીખી નહોતી, પણ અવિનય તથા પ્રગલ્ભતા દેખાડીને સઉને અળખામણી થવાને પણ અંતરથી ધિક્કારતી હતી. તે પ્રથમ આવતાંજ પ્રૌઢ મનુષ્યને યોગ્ય બહુદર્શિતા અને સ્થિરતાની સાથે કાર્ય કરવા લાગી. આ નવી અવસ્થા-

માં તેના ચરિત્રમાં કોઇપણ રીતનું પરિવર્તનઉત્પન્ન થયું ન-હોતું.ઉલટું તે પેહેલાંના કરતાં સત્કાર્યમાંવધારે કર્તવ્ય પારાયણ અને નિષ્ઠાવતી, તથા નમ્ર અને મધુર ભાષિણી થઈ હતી.

વિવાહ કરવાને છ મહીના થયા પછી લાર્ડ શ્રુજવારીએ પોતાના કન્યાનાં આચરણ કેવાં છે તે વિષે **પ્રિન્સ** ફ્રેન્સિસ્કો **બર્ગીસે**ને પૂછવા માટે એક પત્ર લખ્યો. તેના ઉત્તરમાં વૃદ્ધ **બર્ગીસે** લખ્યું કે " **ગોયેંડેલાઇન** સઘળા વિષયમાં દર્પણરૂપ છે. તેના જેવું રમણીરત્ન મેં કદિપણ જોયું નથી." દુર્ભાગ્યથી ઈ. સ. ૧૮૩૭ ના આરંભમાં વૃદ્ધ **બર્ગીસ**નું મૃત્યું નીપજ્યું. ગોયેંડેલાઇન સસરાના મરણથી ઘણી દુઃખી થઈ. વૃદ્ધ **બર્ગીસ** તેને કન્યાની પેઠે સ્નેહ કરતો હતો, અને તે પણ તેના ઉપર ભક્તિભાવ તથા શ્રદ્ધા રાખતી હતી. આ કુટુંબના શોક સંતાપે થોડીવારમાં શાંતભાવ ધારણ કર્યો. ગોયેંડેલાઇને ટુંક મુદતમાં એક પરમ સુંદર કન્યાને જન્મ આપ્યો અને તેથી આખું કુટુંબ પ્રથમનો શોક વિસારી મહોલ્લાસમાં મત્ત થયું. **પ્રિન્સ માર્ક એન્ટ**ની પણ નવી અવતરેલી કન્યાનું મુખ જોઇને પિતૃવિયોગથી થયેલો શોક વિસરી ગયો. આ સુખસમાચાર સાંભળીને શ્રુજવારીનું કુટુંબપણ ઘણુંજ આનંદિત થયું.

ગોયેંડેલાઇનિ હવે આગળની પેઠે પિતૃગૃહવાસિની નિશ્ચિંત બાળિકા નહોતી. તે હમણાં ગૃહિણી અને માતા થઈ હતી. તે આ વખતે કેવી રીતે ખ્રિસ્તિ ધર્મરાજ્યના મ્હોટા નગર **રોમ**માં સર્વત્ર વિખ્યાત અને સર્વજનપ્રિય થઈ પડી હતી તે વિષે આ સ્થળે લખવું ઉચિત જણાય છે.

**રોમ**માં આવી ત્યારથી પોતે કેવી રીતે નિઃસહાય રોગી વૃદ્ધ માણસોને મદદ આપે, અને કેવી રીતે માબાપ વગરનાં બાળકોનું રક્ષણ થાય, અને કેવીરી નિરૂપાય બાળિકા તથા વિધવાઓનું ભલું થાય, એનો વિચાર કરવો એજ તેના જીવનનું એક માત્ર વ્રત થયું. આ વખતે સર્વદા તે ભુખ્યાને અન્નદા-

ન, અને વસ્ત્ર વગરના માણુસોને વસ્ત્રદાન કરતી જોવામાં આવતી. તે બીજાની ગરીબાઇ જોઈને પોતાના વિપુલ ઐશ્વર્યથી લજ્જાયમાન થતી અને મનમાં ને મનમાં એનાથી વધારે પૈસાની ઇચ્છા કરતી કે જેથી તે જગતનું વધારે ભલું કરીશકે.

તેના તુલ્ય અનાથોને મદદ આપનાર અને દીનબંધુ ક્યાં પણ નજરે પડતા નથી. પતિ વગરની સ્ત્રિયોને તેજ એક માત્ર સાંત્વનાની જગા હતી. તેનો સદુપદેશ અને સારી સલાહ પ્રત્યેક શોક વિહ્વલ ચિત્તને સંતાપહારી શાંતિવારી સ્વરૂપ હતાં. તે પ્રત્યેકના દુઃખની વાતોમાં સમવેદના અનુભવ કરતી હતી, અને કારી જખમથી પીડાતાં મનુષ્યોને તેમાંથી બચાવવા માટે યત્ન કરતી હતી. અભાવમાં પડયાથી જેઓ ખરાબ કામ કરવામાં કંઇ પણ પાછી પાની કરતા નથી, અથવા જેઓ ધર્માનુશાસન ઉપર કંઇ પણ નજર રાખતા નથી, એવા ભૂલાવો ખાનારા માણસો દુનિયાના મ્હોટા શત્રુ છે. સરલ અને શાંતમય જગત્ એઓના ઘેરાથી ઘેરાઇને સરલતા, શાંતિ, અને સૌંદર્ય વગરનું થઈ જાયછે. આવા પ્રબલ દુસ્મનોથી દુનિયાનો બચાવ કરવો એ ઘણુંજ મુસ્કેલ કામ છે; પરંતુ આશ્ચર્યનો વિષય એ છે કે ગોયેંડેલાઇન જેવી એક કાચી ઉમ્મરની સ્ત્રી રોમને આવા શત્રુના હાથથી બચાવવાને સમર્થ થઈ હતી. તેનાં અમૃત જેવાં સારવાળાં વાક્ય સાધુ કે અસાધુ, ઉદારચિત્ત કે સખ્ત હઈડાને વિમોહિત કરી નાંખતાં. તે ખરાબ કામની નુકસાનીને ઉત્તમ રીતે જણાવતી અને સદાચરણના મહાત્મ્યનું વર્ણન કરતી તે સાંભળીને ઘણાકો પોતાની રહેણી કરણી સુધારીને સદાચરણી થવા લાગ્યા. જે માણસો પેહેલાં લોકોને અણગમતાં કામ કરીને જનમંડલમાં ઘણાજ ધિક્કારને પાત્ર ઓલખાતા હતા, અને જેઓ ધર્મભય ઉપર પાણી મૂકીને જગત્માં કલંકીત થયા હતા, તેઓ પણ

હમણા આ ધર્મપરાયણ પરોપકારી સ્ત્રીના સદુપદેશથી પોતાના દુરાચારને બદલે સુકીર્ત્તિ સ્થાપીને જગત્‌માં પ્રખ્યાત થવા લાગ્યા. ખરેખર ગોયેંડેલાઇને જગત્‌નું એટલુંબધું હિત કર્યું હતું કે તે વર્ણનથી બહાર છે.

જ્યારે સર્વ સંહાર કરનારી મરકી આખો એશિયાખંડ, ઉત્તર યુરોપ, ઈંગ્લંડ, અને ફ્રાન્સ વગેરે ઘણા ધનાઢ્ય દેશનો નાશ કરતી કરતી છેલ્લે વિકટ કરાલમૂર્તિ ધારણ કરીને ઇટાલી અને રોમ નગરને ખાવા આવી, અને એના મુખમાં હજારો જીવ જવા લાગ્યા, ત્યારે ભયંકર નાદ અને ભયંકર દેખાવમાં ગોયેંડેલાઈન જાણે દુઃખનો પ્રવાહ રોકવા માટે સ્વર્ગની દૂતી થઈને આવી હોય એવી રીતે આવિર્ભૂત થઈ.

આ વખતે રોમની ઘણીજ દુર્દશા થઈ હતી. સર્વત્ર ભય પમાડે એવો શોકનો દેખાવ જણાતો હતો. પ્રત્યેક ઘર શોકથી તથા વિપદથી ભરેલું હતું. કોઈ જગા પર અનાથ બાળકનું રોવું, કોઇ જગાપર પુત્રવિયોગથી દુઃખી માતાનો કલ્પાંત અને કોઇ કોઇ જગાએ પતિ વગરની પતિપ્રાણાનો હૃદયવેધક આક્રંદ આખા રોમ રાજ્યને ગભરાવી નાંખતો હતો. ચારે બાજુએથી કેવળ શોક તથા વિલાપના શબ્દો કાનને બેહેરા કરી નાખતા હતા અને તે વેળાના ભયંકર દેખાવમાં જીવતાં મનુષ્ય પણ મૃત જેવાં જોવામાં આવતાં હતાં. ધર્માધ્યક્ષોની પવિત્ર ઉપાસના અને યજનાદિથી આકાશ પરિપૂર્ણ થયું હતું. તેઓ પોતાના ભાઇઓની રક્ષા તથા રોમની સંપૂર્ણ રીતે મુક્તિ માટે વિશ્વનિયંતા ઇશ્વરની આગળ પ્રાર્થના કરવા લાગ્યા. કરૂણામય ઈશ્વર તેઓનું રોવું અને વ્યાકુળતા જોઈ શક્યો નહિ. તેણે એઓને યોગ્ય ઉપાય આપવાની આવશ્યક્તા જોઈ; અને અસહ્ય દુઃખ દૂર કરવા તથા અશાંતિનો પ્રવાહ બંધ કરવા માટે ગોયેંડેલાઈનને નિયુક્ત કરી.

ગોયેંડેલાઇન આ વેળાએ આખા રોમરાજ્યની માતા થઈ. તેનાં અમૃતમય વાક્યથી અસહાય અને અનાથોનો શોકાગ્નિ શાંત થવા લાગ્યો. તે ઘણા શ્રમથી અનાથ તથા રોગીઓની વિશેષ પરવસી કરવા લાગી. તેના યત્નથી અનાથોની રક્ષા અને ભરણ પોષણને માટે એક મંડળી સ્થપાઈ. રોમની પ્રતિષ્ઠિત સ્ત્રીઓની તે મદદ લેવા લાગી. મૂળ મંડળીની ઘણીક શાખા સમાજો થઈ. આ પરોપકારિણી સ્ત્રિયો પોત પોતાના ગામમાં અનાથાશ્રમને મદદ કરવા માટે પૈસા એકઠા કરવા લાગી. તેઓ દરેક ઘરમાં જઇને નિરાધારોને માટે ભિક્ષા લેવા લાગી. ગોયેંડેલાઇનના આ મહત્ ભિક્ષા–ગર્વનું નિષ્ફળ થવું એ કદિપણ સંભવતું નહોતું. પરંતુ જગત્માં પ્રત્યેક મનુષ્યનું અન્તર પરોપકારમાં પ્રવૃત્ત હોતું નથી. આહા! પૃથ્વીના સર્વે માણસો નિઃસ્વાર્થ તથા જગતના દુઃખથી દુઃખી હોતતો આ જગત્ કેવું સુખનું ધામ થાત! કોઈ મનુષ્ય જરા પણ દુઃખ જાણી શકત નહિ. તેઓ સર્વદા સ્વર્ગનો નિર્મળ આનંદ અને નિષ્પાપ સુખ ભોગવીને પૃથ્વીને સ્વર્ગ રાજ્યમાં આણત. પરસ્પર ભ્રાતૃભાવથી બંધાઇને વિવાદ કલહ વિસરી જાત; અને ભાઈબેન મળીને પરમપિતા પરમેશ્વરનો સુખી પરિવાર બનવાને સમર્થ થાત. પાપી જગત્ના સહાયકારી અને ઘણાજ સ્વાર્થી માણસો ગોયેંડેલાઇનની સૂચનામાં અસંતોષ અને અવજ્ઞા દેખાડે એમાં આશ્ચર્ય નથી. એવા લોકો તરફથી કોઈ કોઈ વેળાએ તેનો તિરસ્કારથતો અને તે તેઓએ કરેલાં અપમાનને સહન કરતી હતી. મધ્યમસ્થિતિના માણસો વખતે વખત તેની સૂચના માન્ય નહિ કરતાં તેમાં ભૂલ દેખાડતા; એક વેળાએ ગોયેંડેલાઇન રૂપીઆ એકઠા કરવા માટે એક આબરૂદાર માણસને ત્યાં ગઈ. તેના ઘરનો સામાન જોઈને તેણે ધાર્યું કે આ કોઇ ધનવાન્ માણસ હોવો જોઇએ. પરંતુ તે ઘરધણી ફંડમાં રૂપીઆ ભરવાને સંમત થયો નહિ અને તેણે

ધણીકવૃથાં તકરાર કરી કે, મને ઘણો ટાકસ આપવો પડેછે. તે સાંભળીને પ્રિન્સેસ હસતે ચેહેરે બોલી, "હું સાંભળીને ખુશી થઇછું કે આપ આટલો બધો ટાક્સ આપોછો. સરકાર ઘણી ન્યાયવાન્ છે. અને આ ઉપરથી સિદ્ધ થાયછે કે આપ ઘણાજ ધનવાન્છો." આવાંવચન સાંભળીને તે કૃપણ ઘણોજ લજ્જાયમાન થયો. ત્યારપછી તેને લાચારીથી માનવું પડયું કે હું ધનવાન્છું. પછી ઘણોજ દુઃખી થઇને તેણ થોડાક રૂપીયા આપ્યા.

ગોર્યેડેલાઈન અને તેને મદદ કરનાર બેનોએ આ મહાવ્રતમાં દીક્ષિત થઇને ખંતીપણાથી અને ધ્યાનથી કાર્યારંભ કર્યો હતો, તેથી ટૂંકમુદતમાં ઘણું નાણું એકઠું થયું. ગોર્યેડેલાઈનની અવિચલિત ધીરજ અને ઉત્તમ પ્રકૃતિજ તે વેળાના દુઃખી રોમનોને વિપત્કાલની મ્હોટી મદદ હતી. લોકપ્રિયતા તેના ચરિત્રને ઘણું શોભાવતી હતી. તે લોકોના પ્રતિ એવો વ્યવહાર કરતી અને એવી રીતે લોકોના દોષ કહેતી કે તે સાંભળીને સહુ પોતપોતાની-અસાધુતા અને અપ્રિયવાદિતા માટે દુખિ થતા, અને પોતપોતાનું ચરિત્ર સુધારવાને ખરા અંતઃકરણથી કોશેશ કરતા. તે ગરીબ અને સામાન્ય લોકોને ખરા અંતઃકરણથી ચહાતી હતી, અને તેઓને ભાઇ બેનની પેઠે સમજતી હતી. તેઓ પણ આવા અકૃત્રિમ ચહાવાથી મુગ્ધ થઈ જતા અને મનમાંનેમનમાં સર્વદા તે સ્નિગ્ધ અને મધુર ચરિત્ર મુર્ત્તિનું ધ્યાન કરીને પરમ આનંદ મેળવતા હતા. આવું ખંતીપણું અને મેહેનત સફળ થયાં. અનાથ બાળકોની અવસ્થા ધીમે ધીમે સુખકારક થવા લાગી અને ગોર્યેડેલાઈન પણ તેની સાથે પરમ સુખ મેળવવા લાગી.

વિધવાઓ અને નાના પ્રકારનાં ગરીબો એકઠાં થઇને પોતાનાં દુઃખ અને અભાવ તેને જણાવતાં હતાં. પ્રત્યેક માણસ પોતાની અવસ્થાને યોગ્ય મદદ અને આશ્વાસન મેળવીને કૃતજ્ઞ ચિત્તથી તેને ધન્યવાદ આપતા આપતા પોતપોતાને

ઘેર જતા. તે પરિણામનો વિચાર કરીને કામ કરતી હતી. મદદ પામેલાં અનાથો આળસુ અને પાપી થઈ જાય નહિ તેટલા માટે તેઓને શીવવાને તથા કપડાં ભરવાને માટે ઉપયોગી રેશમ, ઉન વગેરે વેચાતાં લઈને આપતી હતી. તેઓ તેનાથી વસ્ત્ર અને વસ્તુ વગેરે તૈયાર કરીને મહામાયા ગોયેંડેલાઇનને આપતાં અને તે તેની કિંમત તેમને આપતી.

ગોયેંડેલાઈનની એક ન્હાની હાસપીતાલ હતી. તેમાં તે પોતાને હાથે રોગીઓને ઔષધ ખવાડતી અને જખમી થયલા માણસોના જખમ ઉપર પોતાને હાથે ઔષધ લગાડતી હતી. અહા! જ્યારે આપણે તે પવિત્રતાની અતુલ છબી રોગીના બિછાના પાસે બેઠેલી જોઈએ છિયે, અને રોગીઓ તેના હસતા ચેહેરાનાં સાંત્વના વાક્ય સાંભળે છે ત્યારે હૃદયમાં કેવા એક અદ્દભૂત્ ભાવનો ઉદય થાયછે! જે સુખશાંતિપૂર્ણ કુટુંબમાં જન્મ લઇને આટલા કાળ સુધી લાગટ સુખ ભોગવતી આવતી હતી, તેને હમણાં આવા અશાંતિપૂર્ણ સ્થાનમાં રોગી માણસોના બિછાનાની પાસે જોયાથી મનમાં શું અનિર્વચનીય ભાવના આવીર્ભાવ નહિ થાય! આવી અવસ્થામાં જેણે તેને જોઈ હશે તેણે ખરેખર તેમાં સ્વર્ગીય કરૂણામયી જનનીનો આવિર્ભાવ જોયો હશે.

તે સર્વદા 'ડેલા ટ્રિનિટા ડી પેલેગ્રીની' હાસપીતાલ અને બીજી ઘણીક હાસપીતાલો જોવા જતી હતી, અને રોગીની ઘણીજ શોચનીય અવસ્થામાં પણ તે ભયભીત તથા વિરક્ત થતી નહોતી. તે પોતાને હાથે તેઓનાં બિછાનાં સાફ કરતી, અને તેઓને ખાવાનું તથા પાણી આપતી. એક વેળાએ તે એક ગરીબના ઘરમાં ગઇ ત્યાં એક સ્ત્રી ક્ષયરોગમાં પડેલી દીઠી. તે સ્ત્રીની ઘણીજ માઠી હાલત હતી. તેના વાળ ઘણાજ મેલા હતા અને અંબોડો વાળ્યા વગરનો હતો તેથી ગોયેંડેલાઈન એક કાંસકી મંગાવીને સખીની પેઠે તેના વાળ ઓળવા લાગી.

તે વેળાએ તેનો સ્વામી દૂરની એક જમીનદારી જોવા જનારો હતો તેથી તેને બોલાવવાને માણસ મોકલ્યો. ગોયેંડેલાઇને સ્વામીની આજ્ઞા નહિ તોડતાં લાચારીથી અનિચ્છા પૂર્વક વાળ ઓળવા બંધ રાખી, મિકક્સી નામની એક દયાળુ સ્ત્રીને તે સ્ત્રીની સેવાચાકરી કરવાનું સોંપીને સ્વામીની સાથે ગઈ. એક દિવસે ગોયેંડેલાઇન એક પીડિત માણસને જોવા ગઈ હતી. તેનું ઘર એવુંતો ગંદુ અને દુર્ગંધવાળું હતું કે ગોયેંડેલાઇનની સાથે જનારી સ્ત્રી કોઇ રીતે તે ઘરમાં જવાને રાજી થઇ નહિ, અને બહાર ઊભી રહી. પરંતુ ગોયેંડેલાઇને કંઇ પણ ભય કર્યો નહિ. રોગીનાં કપડાં ઘણાંજ મેલાં અને ગંધાતાં હતાં, તેનું બિછાનું ઘણુંજ મેલું હતું, અને ઘરની ચારે બાજુએ સડેલી વસ્તુઓ પડેલી હતી. આ જોઈને ગોયેંડેલાઇને તરત પોતાને ઘેરથી ઉત્તમ બિછાનું અને સ્વચ્છ ઉનનાં વસ્ત્ર મંગાવ્યાં અને પોતે પહેરેલાં વસ્ત્રો કાઢીને ઘર સાફ કરવાનો આરંભ કર્યો. પછી ઉત્તમ બિછાનું તૈયાર કરીને તેને સ્વચ્છ વસ્ત્ર પેહેરાવ્યાં, તથા ઘરને સંપૂર્ણ રીતે રોગીની તનદુરસ્તીને લાયક કરીને ત્યાંથી ગઈ. આવી પ્રતિષ્ઠિત અને ઉચ્ચવંશની સ્ત્રી આવી સહાનુભૂતિ અને પરોપકારિણી જોઇને કોણ તેના ઉપર શ્રદ્ધા ભક્તિ નહિ કરી શકે ? હીનાવસ્થાના માણસોની સાથે એકત્ર રહીને સમભાવ સુખદુઃખ ભોગવવું એ કેટલા માણસોના જીવનમાં જોવામાં આવે છે? સંસારમાં ગરીબોના મિત્ર ઘણાજ ઓછા છે. જગદ્બંધુ ઈશ્વર વિના તેઓના ખરા બંધુ બે જણ પણ મળતા નથી. ગરીબ સમજીને કોઈ પણ તેઓની સાથે મળવા ચહાતા નથી, અને કોઈ તેઓની મનો વેદના અનુભવ કરતા નથી. ઈશ્વરજ તેઓનો એક માત્ર મિત્ર છે. સંપદ વિપદમાં, સુખદુઃખમાં, તેજ એક માત્ર તેઓનું અવલંબન છે. તે કોઇનો પણ પરિત્યાગ કરતો નથી. સંસારના

દુઃખીઓને ચડાવા માટેજ ઇશ્વરે આ સ્ત્રીને પૃથ્વીમાં મોકલી હતી. ઇશ્વરનાં પ્રત્યેક પુત્ર પુત્રી જો પિતાના મુકરર કરેલા માર્ગમાં પરિભ્રમણ કરે અને તેની આજ્ઞા પાળે તો પૃથ્વી સ્વર્ગરાજ્યમાં આવી જાય; લોકો સ્વર્ગનું વિમળ સુખ પૃથ્વીમાંજ ભોગવે. જે માણસ ઇશ્વરની સેવા કરવાની અભિલાષા રાખતો હોય તેણે ગરીબોની સેવા કરવી જોઇએ. કારણ કે ઈશ્વરને ગરીબ અને દુઃખી માણસો ઘણાજ પ્રિય છે. ગોયેંડેલાઈને આ દાસીત્વવ્રત અવલંબન કરીને જગત્‌વાસીની સેવા કરવાનું વ્રત ગ્રહણ કર્યું હતું.

જો કોઈ સમય તે તેઓની સર્વ ખોટ પૂરી પાડવામાં અશક્ત થતી તો તેના મ્હોં ઉપર ગ્લાની છવાઇ જતી અને બીજું કોઇપણ રીતનું સુખ મેળવી શક્તી નહોતી. આવા બનાવથી તે ઊંચી દૃષ્ટિ કરીને કરૂણામય પિતાની કૃપા તથા મદદને માટે પ્રાર્થના કરતી હતી. વળી કોઇ વખતે જો તે તેઓનાં સુખ શાંતિના અનુકૂલ ઉપાય જોતી અથવા ધનવાન્ માણુસોની તરફથી મદદ કે આન્તરિક સહાનુભુતિ મેળવતી તો તેનું હૃદય આનંદથી નાચતું હતું અને તે સુખમાં વિહ્વળ થઇને કૃતજ્ઞચિત્તથી ઈશ્વરને ધન્યવાદ આપતી તથા તેનું ગુણકીર્તન કરતી. ટૂંકામાં તે સર્વ વિષયમાં અનાથ બાળકોની માતા તુલ્ય થઈ હતી. તે માત્ર તેઓને ખાવા પીવા તથા કપડાંલત્તાં આપીનેજ ચૂપ બેઠી નહોતી, પરંતુ તેઓને કેળવણી મળે તેવા ઉપાયો શોધવામાં પણ પ્રવૃત હતી. તે આ વેળાએ તેઓને ધર્માનુરક્ત કુટુંબમાં પ્રવેશ કરાવવા લાગી. એથી તેઓને શિલ્પાદિ વ્યાવહારિક વિષયની કેળવણી મેળવવાનો લાગ મળ્યો. તે અઠવાડિયામાં બેવાર પ્રત્યેક બાળકને જોવા જતી અને તેઓને કામમાં ધ્યાનવાળાં તથા ઉત્સાહિત કરવા માટે નાના પ્રકારના ઉપદેશ તથા હુકમ આપતી હતી. તેઓનાં ચરિત્ર સુધારવા માટે ઘણી કોશેશ કરવા લાગી અને માત્ર ઇશ્વરની ઉપર આધાર રાખીને ઘણીજ

દર્શના દેખાડવા લાગી. ગરીબ અને પીડિતોની પણ તે માતાતુલ્ય હતી ! તેના યત્નથી રોગીઓ આરોગ્ય થયાથી પોત પોતાનાં મા બાપોને વિસરી જતાં હતાં. તે દયાળુ અને સદાચરણી હતી અને નિરંતર સ્નેહથી તેઓનું લાલન પાલન કરતી, તેથીજ તેઓની માતા બની હતી. દરરોજ પીડીત માણસોના ઘણા વિનંતિપત્રો તેને મળતા હતા. પ્રત્યેક માણસના ઘરમાં પોતે જઈને અથવા કોઈ માણુસને મોકલીને તેઓની અરજી ખરી છે કે નહિ તેની શોધ કરાવતી હતી. યદ્યપિ તે મ્હોટા સુખ સમૃદ્ધિમાં લાલિત પાલિત થઈ હતી તથાપિ તે દેશમાં એવો કોઈ પણ ગરીબ માણુસ નહોતો કે જેની સાથે તેની વિશેષ ઓળખાણ નહોતી. એવાં ગરીઓની એક પણ ઝુંપડી એવી નહોતી કે જ્યાં છાલ પાંદડાંથી બનાવેલા બિછાના ઉપર તે બેઠી નહિ હોય.

પ્રત્યેક સોમવારે ગોયેંડેલાઇન એક મુકરર કરેલા મકાનમાં જઇને ગરીઓને મદદ આપતી. ઇશ્વરની કન્યાઓ ! જો તમે પણ આ દાસીત્વવ્રત અવલંબન કરવાની ઇચ્છા કરો, જો તમને કરૂણામય જનનીની સેવા કરવાની અભિલાષા હોય તો આ સ્ત્રીનું અનુકરણ કરો. દુનિયાને અંતરમાં રાખો, અને દાસી થઈને જગતના દીન દુઃખીઓની સેવા કરો. આમ કરીને તમે પૃથ્વીમાં સ્ત્રી જાતિનું મહત્વ અને ગૌરવ સ્થાપો, પોતાને દેવકન્યા તરીકે ઓળખાવો અને સ્વર્ગનો અનંત મહિમા પૃથ્વીમાં વિસ્તારો.

રાજકુમાર **બર્ગીસ** કોઇ કોઈ વખતે પત્નીને સાથે લઇને ગામમાં રહેવા જતો, ત્યાં ગોયેંડેલાઇન પોતાનાં ત્રણ છોકરાંની સાથે નિર્જન સ્થાનમાં સુખ અને આનંદ ભોગવતી હતી, પરંતુ તેનું મન સર્વદા અનાથ નિવાસની તરફ દોડતું હતું; તે સર્વદા ગરીઓના વિષે વિચાર કરતી હતી. ક્યારે પાછી નિરૂપાય અનાથોની સાથે એકત્ર થઈને મ્હારા નિયમિત કાર્યનો આરંભ કરૂં, એવી આતુરતા તે રાખતી હતી.

તે હમેશાં સત્કાર્ય કરવાનો અવકાશ શોધતી હતી. તેણે ચાકરોને ખાસ હુકમ આપ્યો હતો કે અસમય અથવા અસ્થાન નહિ જોતાં ગરીબોની અરજીઓ મને પહોંચાડવી.

એક વેળાએ એક સ્ત્રી અડધી રાતે મદદને માટે અરજી લાવી. તે વેળાએ ગોયેંડેલાઈન ભરનિદ્રામાં સૂતી હતી. તેને જગાડીને દાસીએ તેના હાથમાં અરજી આપી. તે વાંચીને તરત તેણે ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો, અને કંઈક પૈસા તથા વસ્ત્ર લઇ ગાડીમાં બેશીને પેલા ગરીબના ઘર તરફ જવા નીકળી. આવા કવખતે નહિ જવાને દાસીએ વારંવાર વિનવ્યાથી તેને કહ્યું કે "પરોપકાર સમય વિચારતો નથી."

ગોયેંડેલાઇન જેઓને મદદ આપતી તેઓની પ્રતિષ્ઠાને કોઇ રીતે હાનિ નહિ થાય તેના ઉપર વિશેષ નજર રાખતી હતી. એક વેળાએ રોમના એક પ્રખ્યાત શોધકનું મરણ થયા પછી તેની વિધવા સ્ત્રી અને છોકરાં ઘણાંજ દીન દશામાં પડ્યાં હતાં. ગોયેંડેલાઈને આ કુટુંબને મદદ આપવા માટે વિશેષ આગ્રહથી કંઈક પૈસા સેવિંગ બેંકમાં મૂક્યા તેના વ્યાજમાંથી દર મહીને બસો ફ્રાંક પેલા અનાથ કુટુંબના ભરણપોષણને માટે આપવામાં આવતા; એટલુંજ નહિ પણ તેની પ્રત્યેક કન્યાના વિવાહની વખતે ભેટ તરીકે હજાર ફ્રાંક આપ્યા હતા.

જ્યારે ગોયેંડેલાઈન દાન કરવા માટે રૂપીઆ અથવા કોઈ જાતની વસ્તુ લઇને ઘરમાંથી નીળતી હતી, ત્યારે તે અતિ સામાન્ય પોશાક પેહેરતી હતી ને માણસોને પણ સાથે લઈ જતી નહોતી. એક સામાન્ય બુરખો મ્હોં ઉપર રાખીને સાધારણ માણસની પેઠે રસ્તામાંથી જતી હતી. આવા સામાન્ય પોશાકથી કોઈ તેને રાણી જાણી શક્તા નહોતા. ઘણીક વખતે લોકો તેની પ્રશંસા કરતા તે બીજાઓની પેઠે સાંભળતી હતી. એક વેળાએ તે મ્હોં ઉપર બુરખો રાખીને તથા સાધારણ શાલ ઓઢીને એક ગરીબને ઘેર જતી હતી તેવામાં માર્ગમાં તેના રક્ષકો (બોડી ગાર્ડસ) માંનો એક

જુવાન તેને મળ્યો. તે જુવાન કોઈ રીતની નઠારી ઇચ્છા સિદ્ધ કરવા માટે તેની પછવાડે પછવાડે જવા લાગ્યો. ગોયેંડેલાઇન પણ તે સમજી ગઈ અને ઉતાવળી ચાલવા લાગી. એટલામાં પેલા માણસે પોતાની ખરાબ ઇચ્છા તેને જણાવી, ત્યારે તેણે તેને પોતાની સાથે આવવાને કહ્યું તેથી તે સાથે સાથે ચાલ્યો. ગોયેંડેલાઇને ધારેલા ઘરમાં જઇને પેલા પુરૂષને કહ્યું કે "ભાગ્યશાળી! આપ મેહેરબાની કરીને મ્હારી સાથે આ ઓરડામાં આવો, ત્યાં એક આશ્ચર્યકારક બનાવ જોશો." આથી તે જુવાન તેની સાથે ઓરડામાં ગયો; ત્યાં જૂએ તો એક સ્ત્રી અને ત્રણ બાળકો ઘણીજ વ્યાકુળતાથી ગોયેંડેલાઈનના પગ નીચે પડીને રોવા લાગ્યાં અને કહ્યું કે "રાણી! તમે અમારી ઉપકારી મા છો." ગોયેંડેલાઇને તરત તેઓને જમીન ઉપરથી ઉઠાડીને કહ્યું "પ્રિય બેટાઓ! આ આબરૂદાર જુવાન તમને મદદ કરવા આવ્યો છે, એટલા-માટે એનેજ કૃતજ્ઞતા અને ધન્યવાદ આપો." આ બનાવથી તે જુવાન ઘણોજ લજ્જાયમાન તથા ભયભીત થયો અને ઘણી મુશ્કેલીથી બેચાર વાક્ય કહીને તેઓને ચાર રૂપીઆ આપ્યા અને વિનીત ભાવથી ગોયેંડેલાઈનને નમસ્કાર કરીને વિદાય થયો.

બીજે એક દિવસે સવારના પોહોરમાં તે પોતાનું કર્તવ્ય કરવા માટે જતી હતી તે વખતે બે અજાણ્યા પુરૂષો રસ્તામાં તેની સાથે ચાલવા લાગ્યા, અને તેને અપમાન કરવા માટે નાનાપ્રકારની ખરાબ ભાષા વાપરવા લાગ્યા; તે સાંભળીને ગોયેંડેલાઈન ઘણી દુઃખી થઈ અને પ્રખર પ્રતિભાબળથી પોતાની પાકીટમાંથી સોનાની બે મોહોરો કાઢીને કહ્યું કે "પ્રિન્સેસ બર્ગીસ તમને આ બે મોહોરો આપેછે, તમે ઈશ્વરની આગળ તેની મંગળ પ્રાર્થના કરજો." પેલા બંને ધુર્ત ઘણા લજવાઇને તરત ત્યાંથી ચાલ્યા ગયા. આ જગાએ ગોયેંડેલાઈનની આશ્ચર્યકારક બુદ્ધિ પ્રકાશિત થાયછે. તેણે વિ-

ચાર કર્યો હતો કે આ બે ધુર્તને સામાન્ય ભિક્ષુક કલ્પી કં-ઈક દાન આપીને પોતાની ઓળખાણ આપ્યાથી એમના હાથથી છુટી સકાશે. આવા બનાવોની વાત તે કોઇને પણ કહેતી નહોતી, પરંતુ દુષ્ટ માણસોને સદ્બુદ્ધિ આપવા માટે ઇશ્વરની પ્રાર્થના કરતી હતી. આ જગાએ ગોયેંડેલાઇનિના સંબંધમાં બીજી એક વાત કહેવા જોગ છે.

બર્ગીસ કુટુંબના ચિત્રનો ઓરડો ઘણોજ રમણીય દેખા-વનો હતો. એમાં યુરોપના મ્હોટા મ્હોટા ચિતારાઓની શિલ્પ-નિપુણતા જોવામાં આવતી હતી. ગોયેંડેલાઇનિની એક છબી આ સુશોભિત ઓરડામાં રાખવાની રાજકુમાર બર્ગીસની ઇચ્છા થઈ તેથી તેણે કોલેસ્ટી નામના એક ચિત્રવિશારદ મનુષ્યને તે છબી ચિતરવાનો હુકમ આપ્યો. જ્યારે ખોખું તૈયાર થયું, ત્યારે કોલેસ્ટીએ કહ્યું, પ્રિન્સેસ, તુરકી શાલ ઓઢે તો બ-હુજ રમણીય દેખાશે અને છબી પણ ઉત્કૃષ્ટ થશે. ગોયેંડે-લાઈને પોતાની તેવી શાલ એક પ્રતિષ્ટિત વંશની ગરીબ સ્ત્રીને આપી દીધેલી હતી, તેથી આ વેળાએ એક અમલદારની સ્ત્રીની શાલ થોડા દહાડા સુધી તેને માગી લેવી પડી હતી. ગોયેંડેલાઇનિ જો કે વિવિધ ભોગ્ય દ્રવ્યથી ઘેરાયલી હતી ત-થાપિ તેમાં જરાપણ આશક્ત નહોતી. તે સર્વદા કહેતી કે "સંધ્યાકાળે જે ત્યાગ કરવું પડશે, તેનો પ્રાતઃકાળે ગર્વ ધર-વો એ મૂર્ખતાનું કામ છે. પરમેશ્વર ધનવાન્ મનુષ્યોનો ખજાનો પૂર્ણ કરેછે તે કેવળ ગરીબોને દાન કરવા માટે છે. જે તેનાથી વિપરીતાચરણ કરેછે તે સર્વ શક્તિમાન્ અને સમદર્શી ઇશ્વરની આજ્ઞા તોડેછે. ન્યાયી પ્રભુ એ અન્યાય સહન કરશે નહિં. જે મિથ્યા ધનગર્વમાં મત્ત છે, તે અ-સાર રેતીવાળી મરૂભૂમિના જેવોછે. ગમેએટલા ઝાકળ–જળ-થી ભીંજાય તો પણ તેમાંથી કંઇ પણ ફળ નીપજતું નથી; મરૂભૂમિ તે મરૂભૂમિજ રહે છે." સાર્વદા આવા સન્નિયમ-થી જીવન ગાળવાનો તેણે સંકલ્પ કર્યો હતો, અને વિલાસને

બહુ ચાહતી નહોતી.

એક ઉત્સવના વખતે પહેરવાને ઉત્તમ પોશાક ખરીદવા માટે રાજકુમારે ગોયેંડેલાઇનને ઘણા રૂપીઆ આપ્યા હતા, પરંતુ તેણે તેવો પોશાક વેચાતો નહિ લેતાં સઘળા પૈસા ગરીબોને વેહેંચી દીધા. ઉત્સવની વેળાએ તે પોતાનો સામાન્ય પોશાક પેહેરીને આવી ત્યાં તે સફેદ પદ્મ પુષ્પના જેવી પોતાની પવિત્ર શોભાથી સઉથી શ્રેષ્ઠ દીપવા લાગી.

હમણા તેણે બીજાં કેટલાંક સારાં કામ કરવા ઉપર ધ્યાન આપ્યું. રોમમાં એક સેવિંગબેંક સ્થાપવાનો યત્ન તેણે કર્યો. ગરીબ મજુરો દર રોજ જે પેદા કરેછે તેમાંથી જો કંઈ બચાવે તો ભવિષ્યમાં ગરીબાઇના દુઃખથી તેઓ છૂટવા પામે. દરેક ગરીબ કુટુંબમાં જો થોડો થોડો પૈસો એકઠો થાય તો રહેતે રહેતે તેઓ સુખથી પોતાનો નિર્વાહ કરવાને શક્તિમાન્ થાય. જ્યારે માણસો વૃદ્ધાવસ્થાથી કામ કરવાને અશક્ત થાય છે અને રોગી થઇને બિછાનામાં પડેછે ત્યારે ધનની તંગીથી ઘણાક મરણ પામે છે, અને તેમનાં કુટુંબ પણ ગરીબાઇ અને દુઃખના પ્રવાહમાં તણાય છે. આ મહા અનર્થ રોકવા માટે ગોયેંડેલાઇનનું ચિત્ત આતુર થયું. આથી રોમનગરમાં આ શુભ કામનો આરંભ કર્યો અને થોડી મુદતમાં પોતે ધારેલી સેવિંગ બેંક સ્થાપી.

બીજા એક શુભ કામને માટે રોમનગર ગોયેંડેલાઇનનું આભારી થયું. તેણે જોયું કે રોમમાં ગરીબ છોકરાં ખરી કેળવણી નહિ મેળવતાં ખરાબ થઈ જાય છે. તેઓને જે કંઈ સામાન્ય કેળવણી આપવામાં આવેછે, તેથી તેઓની નીતિ અને ધર્મ વિષયમાં કોઈ પ્રકારે ઉન્નતિ થતી નથી. આમ બનતું અટકાવવા સારૂ બાળકોને યથાયોગ્ય કેળવણી મળે એવાં કેટલાંક વિદ્યાલય રોમમાં તેણે સ્થાપન કર્યા, અને વખતે વખતે ત્યાં જઇ તપાસ રાખવા માંડી.

રોમના ગરીબ પીડિત માણસોની અવસ્થા ઘણી શોકકારક હતી. ભીનાશવાળી તથા દુર્ગંધ ભરેલી જગામાં રહે-

વાનું અને વ્યાધિનું દુઃખ, તે સાથે જોઇએ તેવી બરદાસ થાય નહિ, તેથી ઘણા રોગીઓ મરતા હતા. આવી દુર્દશામાં પડેલા માણસોનું કષ્ટ ઓછું કરવા માટે અને તેઓની યથા વિધિ સેવા-ચાકરી અને દવાદારૂ માટે રોમની આબરૂદાર સ્ત્રીઓની મદદ તેણે માગી. તેથી ઘણીક સ્ત્રીઓ તેને અનુકુળ થઈ અને થોડી મુદતમાં તેની કોશેશથી "ભગિની સંપ્રદાય" સ્થાપન થયો. આ ભગિનીઓનું એ વ્રત હતું કે તેઓ પ્રત્યેક રોગી માણસને યથાયોગ્ય ઔષધ આપે અને તેઓને ખાવાપીવા તથા પેહેરવા ઓઢવા વગેરેનો બંદોબસ્ત કરે.

ગોયેંડેલાઇન અને તેને મદદ આપનારી સર્વ બેહેનો હાસપાતાલ જોવા જતી હતી અને યથાવિધિ રોગીઓની સેવા ચાકરી કરતી હતી. આ (સેન્ટવિન્સેન્ટ ડિ પાલની) બેહેનોનાં નામ અને કામ ઉચ્ચ અને દયાળુ -હૃદયનાં ચિન્હ તરીકે સર્વદા પૃથ્વીપર પરમ પ્રકાશીત રહેશે. રોમનના હૃદયનો ધર્માનુરાગ અને ઉદારપણું એથી સિદ્ધ થશે. આટલાથીજ સિદ્ધ થાય છે કે તેઓ ઘણાં પ્રીતિવાળાં હતાં. મનુષ્ય હૃદયની ઉચ્ચતા અને કર્તવ્ય પરાયણતાના સંબંધમાં રોમનગરી આખી પૃથ્વીને કેળવણી આપનારી છે, તેમાં કંઈ પણ સંદેહ નથી.

ગોયેંડેલાઇને થોડા દિવસ બાદ જોયું કે ન્હાની ન્હાની છોકરીઓ ઘણી ખરાબ થઈ જાય છે, અને તેથી એઓનું ભવિષ્યનું જીવન ધીમે ધીમે શોચનીય થશે. આથી તે ઘણીજ દુઃખી થઇ. ખરી નીતિ અને ધર્મની કેળવણીની ખોટથી એ બાળાઓ એવી ખરાબ થાય છે તે વાત સારી પેઠે સમજીને એવા અનિષ્ટને રોકવા માટે તેઓને કામમાં લગાડવા તથા સારી કેળવણીથી તેઓનાં મનનો અજ્ઞાનાંધકાર દૂર કરવાની વિશેષ જરૂર તેણે જાણી. આથી મફત શીખવવાનું એક વિદ્યાલય સ્થાપન કરવાનો નિશ્ચય કર્યો અને બેહેનોના હાથમાં તેનો કારભાર સોંપવાનો સંકલ્પ કર્યો, પરંતુ થોડા કાળ પછી તેનું મરણ નીપજ્યાથી તેની આ મ્હોટી આકાંક્ષા પૂર્ણ થઇ શકી નહિ.

ગોયેંડેલાઈનના ઘટનાપૂર્ણ જીવનનો છેડો લાવીને હમણાં અમે તેના જીવન પટનું છેલ્લું ચિત્ર દેખાડવાની અભિલાષા કરીએ છિએ. ઈશ્વરે તેને પૃથ્વીમાં જે કરવાની આજ્ઞા કરી હતી, તે તેણે પ્રશાંસાની સાથે પૂર્ણ કરીછે. ઇશ્વરનું દાસીત્વ વ્રત ધારણ કરીને દાસીની પેઠે તણે જગત્‌ની સેવા કરી છે; અને કર્ત્તવ્ય પરાયણતા અને સત્ય નિષ્ઠાની પણ હદ દેખાડી છે. આ પવિત્ર જીવન વૃતાન્ત સમાપ્ત કરતા પહેલાં ગોયેંડેલાઈનના કુટુંબના જીવનનો કેટલોક ભાગ દેખાડવાની ઈચ્છા સહજ થાય છે.

ગોયેંડેલાઇન સર્વ પ્રકારે ધર્મને અનુસરીને ગૃહકાર્ય કરતી હતી. તે ગૃહકાર્યના અનુરાગવાળી સ્ત્રીનું ઉત્કૃષ્ટ દષ્ટાંત હતી. અતિ સામાન્ય વિષયમાં પણ તેને અણગમો જોવામાં આવતો નહોતો. તે દરરોજ સવારે ઊઠતી અને સર્વથી પેહેલાં છોકરાંને લઈ તેમની સાથે રોકાતી હતી. તેઓ વાત કરતાં શીખ્યા પછી તેમને પ્રાર્થના કરતાં શીખવાડતી. નિરંતર તેઓના હૃદયની પવિત્રતાની રક્ષા કરતી અને તેઓને સુનીતિ શીખવાડવામાં વિશેષ યત્ન કરતી. તે છોકરાને પુરાતન રોમની એક માતાની પેઠે " મ્હારા મણિ* " જાણતી હતી. અને માનતી હતી કે સુશિક્ષિત અને નીતિવાન્ છોકરાં શિવાય પૃથ્વી પ્રસૂતિથી વધારે કંઈ આશા રાખતી નથી. કાળે કરીને તેવાં છોકરાં સુશિક્ષા અને ઉચ્ચ હૃદયના ગુણથી ઇશ્વિરના પ્રતિ કર્તવ્ય પાલન કરીને સ્વદેશને કીર્તીવાન્ કર-

*પુરાતન રોમ નગરમાં કેઇયાસ અને ટાઇ બિટિયાસ ગ્રેકાસ નામના બે બળવિર્યશાળી ભાઈ હતા. તેઓની માતા કર્ણિલીયા બન્ને પુત્રને ઘણીજ ચહાતી હતી. એક વેળાએ એક પડોસણે પોતાના મણિ માણિક્યાદિ જોવા માગ્યા તે વખતે કાર્ણલીયાએ પોતાના બે પુત્રને લક્ષીને કહ્યું કે " આ બે મ્હારા મણિ છે. "

વાને સમર્થ થાય. આ મહત કર્તવ્ય પોતાનાં છોકરાં કરી શકે, તેને માટે તેમને ઉત્તમ કેળવણી આપવામાં પ્રમાદ કરતી નહોતી. પ્રત્યેક માતાજ સંસારની ભવિષ્ય ઉન્નતિનું કારણ થાયછે અને તન્ન માતા સંસારના દુઃખનો પ્રવાહ રોકીને સુખનો ઝરો પ્રવાહિત કરવામાં ઉત્તમરૂપે શક્તિમાન થાયછે તે પણ તે સારીપેઠે જાણતી હતી. સંસારમાં માતાના ઉપર કેટલો બધો ભાર રહેલો છે તે આથી સેહેલાઈથી જણાય છે. હે સંસારની રમણીઓ! માતાઓ! તમે શું એકવાર આ મહા કર્તવ્યજ્ઞાન શીખશો નહિ? આ પવિત્ર સ્ત્રીના જીવન ચરિત્રમાંથી તમે શું એકવાર પણ તે સાર ભાગ લેશો નહિ? તમે શું જોતાં નથી કે સંસારનાં સુખદુઃખ તમારા ઉપર આધાર રાખેછે?

તમે આખા જનમંડળની ઉન્નતિના મૂળસ્વરૂપ છો! તમે એકવાર વિચાર કરીને જૂઓ. જો તમે તમારાં છોકરાંને જ્ઞાન અને સત્યના પ્રકાશથી પ્રકાશિત કરીને જનમંડળના ભૂષણ સ્વરૂપ કરી શકો અને મનુષ્યોને ખરાબ માર્ગથી સત્ય અને ઇશ્વરી માર્ગે લઈ જઇને પતિત જનમંડલને ઉન્નત કરી શકો, તો જનમંડળનું અને પૃથ્વીનું ઘણુંજ ભલું થાય! તમારા આવા મહત્ ઉપકારને માટે જગત્ સદા તમારૂં આભારી રહેશે. ઇશ્વર કરેને આપણા દેશની બેહેનોના અંતરમાં આ મહત્ કર્તવ્ય જ્ઞાનનો આવિર્ભાવ થાય. આ સતી સ્ત્રીનું જીવન એઓના જીવનમાં પ્રવેશ થાય, અને આ નારીથી કર્તવ્યજ્ઞાન તથા લોકાનુરાગનું શિક્ષણ મેળવીને નારી જાતિના જીવનનું મહત્ દૃષ્ટાંત આ પૃથ્વીમાં રાખી જાય.

ગોયેંડેલાઈનનો એક એકાંત ઓરડો હતો, ત્યાં તે એકલી પ્રાર્થના કરતી હતી અને ઇશ્વર ચિંતામાં નિમગ્ન રહેતી હતી. કુટુંબના માણસો કોઈ કોઈ વખતે તેને સર્વ જગાપર શોધી વળતા પણ જ્યારે પત્તો નહિ મળતો ત્યારે આ ઓર-

ડામાં તેને ગંભીર ધ્યાનમાં નિમગ્ન રહેલી જોતા. જે ઓ-રડામાં તે કુટુંબનાં કામકાજ કરતી તે ઓરડામાં ઘણાક પ-વિત્ર પુરૂષ અને સ્ત્રીઓની છબીઓ હતી. જે તરફ નજર કરતી તે તરફ પવિત્ર છબી જોવામાં આવતી, અને તેથી તેનું મન ઇશ્વરમાં તલ્લીન રહેતું હતું. તે દર રવિવારે દેવળમાં જઈ ગરીબોની સાથે એકત્ર થઇને ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના કરતી હતી. કોઇનું મૃત્યુ થાય તો તેને ત્યાં બીજા પૈસાદાર માણસો ઘણુંકરીને પોતાના ચાકરો મોકલતા હતા, પરંતુ તે તો પોતે જતી અને મૃત મનુષ્યના આત્માને શાંતિ મળે તેને માટે પ્રભુપ્રાર્થના અને બીજાં કાર્ય કરતી હતી. એક વખતે કાર્ડીનેલ ગાઇસ્ટિનિયાનિ અર્થાત્ એક પ્રખ્યાત ક્યાથલિક ધર્મના પાદરીએ તેને મરીગયલાનું ઘર સાફ કરતાં જોઈ હતી. ગોયેંડેલ્લાઇનનું પ્રત્યેક કાર્ય જોવાથી જણાય છે કે ઇશ્વર ઉપર તેને દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ. જીવનના પ્રત્યેક કાર્યમાં-જ તેણે દેખાડયું છે કે ઈશ્વરના ઉપર ભક્તિ અને કર્તવ્ય-જ્ઞાનના ફળ તરીકે માનવ જાતિના ઉપર અકૃત્રિમ પ્રેમ અને જીવનની ઉન્નતિ એજ માત્ર તેનો હમેશનો ખરો વ્યાપાર હતો.

## પ્રકરણ ૪ થું

## ગોયેંડેલ્લાઇન સ્વર્ગિણી.

ઇ. સ. ૧૮૪૦ માં ગોયેંડેલ્લાઈનને ચોથું છોકરૂં જન્મ-વાનો સમય આવ્યો. એ સમયે તેનાં માબાપે તેને મળ-વાની અને એલ્ટનટાવરમાં સાથે રહી ગ્રીષ્મકાળ મહા સુ-ખથી ગાળવાની અભિલાષા કરી. માબાપની એ ઈચ્છા પૂર્ણ કરવા માટે તે પોતાના સ્વામી અને ત્રણ છોકરાંની સાથે ઇંગ્લંડ જવા નીકળી; જવાની વેળાએ તેણે પોતાના રોમનાં ગરીબ અનાથ બાળકોને પોતાના મિત્રોના હાથમાં સોંપ્યાં. પ્રેમી મા-બાપનું સ્નેહથી વિકસિત મુખ, બાલ્યકાળનું રેહાણ, અને બાલ્ય-

કાળનાં સ્મરણ ચિન્હ જોઇશ, એ વિચારથી તેનું મન આનંદથી નાચતું હતું.

રસ્તામાં **પ્રિન્સ બર્ગાસે પારીસમાં** ચઉદ દિવસ બંધુ બાંધવની સાથે ગાળ્યા ત્યાં **લાર્ડ શ્રુ**જવારીની બેન **લેડી** ટ્રેલબટની સાથે તેઓની મુલાકાત થઈ. **પારીસથી લંડન** થઈને તેઓ **એલ્ટનટાવરમાં** પહોચ્યાં. ઘણે દિવસે પોતાનાં પિતા માતાનું દર્શન કરીને **ગોયેંડેલાઈન** ઘણી આનંદિત થઈ.

જુલાઈ મહીનાની શરૂઆતમાં ગોયેંડેલાઈનને એક પુત્ર અવતર્યો. એ તેનું ચોથું છોકરૂં હતું. તેનાં માબાપ, સ્વામી અને કુટુંબનાં સઉ માણસો પુત્ર જન્મ્યાથી ઘણાંજ આનંદિ થયાં. થોડા દિવસ પછી ઈંગ્લિંડની રાણી તેઓને મળવા **એલ્ટનટાવરમાં** આવી. રાણીના આવ્યાથી **લાર્ડ** અને **લેડી શ્રુ**જવારીને ઘણીજ ખુશી થઈ. તેઓએ બે દિવસ સુધી નાચ રંગાદિ કરીને રાણીને ખુશ કરી; રાણી પણ તે ભલાં માણસોનું સન્માન કરીને અને આવેલાં બીજાં માણસોને ભોજન આપીને પરમ તૃપ્તિ મેળવતી હતી. આ ઉત્સવની વેળાએ ગોયેંડેલાઇન એકલી એકાંત ઓરડામાં બેસી રહેતી હતી; ઉત્સવમાં તે જોઈએ તેટલી સામેલ થઈ શકતી નહોતી. ઈંગ્લિંડેશ્વરી વિદાય થવાની વેળાએ તેને સપ્રેમથી આલિંગન કરીને તથા માન પૂર્વક વાતચીત કરી વિવિધ સ્નેહ પૂર્ણ વાક્ય કહેતી ગઈ. થોડા દિવસમાં ગોયેંડેલાઈનની તબીયત સારી થઈ એટલે **રોમ** જવાની તૈયારી કરવા લાગી. **લેડી શ્રુ**જવારી પુત્રી વિરહની આશંકામાં શોકથી અધીરી થઈ, અને રોજ રૂદન કરવા લાગી. ગોયેંડેલાઇન પણ દિવસે દિવસ વિમર્ષા થવા લાગી. કોઇ કોઈ વેળાએ તેની આંખમાં પાણી જોવામાં આવતું. એક દિવસે વાતપર વાત નીકળી ત્યારે કેટલીક સ્ત્રિયોની સમક્ષ તે બોલી કે "મૃત્યુ આવે તો ઘણી ખુશીથી આલિંગન કરૂં." તેની સખીઓએ તેને આવા સુખ સંપદમાં મૃત્યુની કામના

કરવાનું કારણ અને તેના મૃત્યુ પછી તેનાં ચાર છોકરાંની શી અવસ્થા થશે તે વિશે પૂછ્યું; તેના જવાબમાં તેણે કહ્યું કે "ઇશ્વર તેઓની રક્ષા કરશે." કેટલાક દિવસ બાદ તેઓને રોમ જવાનો દિવસ આવ્યો—છેલી વિદાયગીરીનો દિવસ આવ્યો. તે દિવસે ગંભીર શોક-પૂર્ણ હૃદયથી પરસ્પરે વિદાયગીરી લીધી હતી. શીયાળાના આરંભમાં તેઓ ઇટાલી તરફ જવા નીકળ્યાં. ગોયેંડેલાઇનની બેન મેરી તે વેળાએ તેના સ્વામી પ્રિન્સ ગોરિયા જોડે પોતાના સેનમેરિનો નામના મેહેલમાં રહેતી હતી. ગોયેંડેલાઇને સઘળા બંધુ બાંધવોની આગળથી વિદાયગીરી લેવાની ઇચ્છા કરી હતી તેથી થોડા દિવસ સુધી બેનને ત્યાં રહી. ત્યારપછી અકટોબર મહીનામાં રોમમાં આવી પહોંચી. જ્યારે તે સેન્ટપિટરના દેવળ પાસેથી જતી હતી ત્યારે એકદમ તેના મનમાં અપરિસીમ આનંદનો સંચાર થયો અને મુખશ્રીએ વધારે ઉજ્વાળતા ધારણ કરી. જેમ સૂર્યોદય થયાથી મેઘની સ્થિતિ થાયછે તેમ આ વખતે તમામ દુઃખ અને અશાંતિની છાયા અંતર્ધ્યાન થઈ ગઈ.

તા. ૨૨મી અકટોબરને દિવસે ગોયેંડેલાઈનને રોગનાં ચિન્હ દેખાવા લાગ્યાં. તેને કંઇક ગળાનું દર્દ જણાવા લાગ્યુ ને ત્યારપછી એસ્કાલેટનામનો તાવ આવ્યો. રોગ પ્રથમતો સામાન્ય જણાતો હતો, પરંતુ ધીમે ધીમે તેણે ભયંકર રૂપ પકડયું. આ વેળાએ રાજકુમાર તથા કુટુંબનાં માણસો અને આખા નગરના લોકો ઘણાંજ ચિંતાતુર થયાં. સઉના અંતરમાં ભયનો ઉદય થયો. હવે થોભી નહિ શક્યાથી રાજકુમારે અતિ અધિરાઈથી વૈદ્યોને ગોયેંડેલાઇનની અવસ્થા વિષે પૂછ્યું. વૈદ્યોએ લાચારીથી કહ્યું કે રોગ ઘણોજ મુશ્કેલ છે અને રોગીનો પ્રાણ બચવાની કંઈ પણ આશા જણાતી નથી. આ વાત સઉના અંતરમાં વજ્ર પ્રમાણે લાગી. સઉ માણુસો અસ્તોવ્યસ્ત થઈ પડયા. માત્ર ગોયેંડેલા-

ઇન એકલીજ સ્થિર અને શાંત ભાવથી રહેલી હતી.

આ વેળાએ એક ધ્વની ગોયેંડેલાઈનના કાનમાં ગયો કે "વિશ્રામનો સમય આવ્યોછે, જીવનના સંગ્રામનો અંત આવ્યોછે, અને સ્વર્ગમાં ગૌરવનો મુકુટ તારે માટે તૈયાર છે." તેણે પ્રશાંત ભાવથી ઈશ્વરના ચરણમાં આત્મા સપૂરદ કર્યો, અને વિનીત મસ્તકે તેની આજ્ઞા પાળવાની વાટ જોવા લાગી. તા.૨૭ અકટોબર ૧૮૪૦ ને રોજ તેણે અનુતાપવારી* પાન કરી પવિત્ર થઇને અનંત ન્યાયાધિશના હાથમાં આત્મ સમર્પણ કરવાની ઈચ્છા પ્રકાશ કરી. પ્રિન્સ બર્ગીસે જલદીથી જઇને ફાધર× રોસાવેનને ગોયેંડેલાઇનનો અભિપ્રાય કહ્યો. રોસાવેન આખી રાત એક રોગી માણસની સેવા કરીને ઘણોજ થાકી ગયો હતો, અને તેથી રાજકુમારે ગાડી આણવા વાટ જોવાને તેને કહ્યું ત્યારે તે બોલ્યો કે "ચાલો, જલદી જઇએ, હું જાણું છું કે રાણી કદી પણ કોઇની વાટ જોતી બેસતી નહોતી." ફાધર રોસાવેને મકાનમાં પ્રવેશ કર્યા પછી ગોયેંડેલાઇન ક્ષીણ સ્વરથી તેને અભિવંદન કરીને બોલી "પિતા! આવો, આપને મ્હારે ઘણું કહેવું છે, સર્વ કહેવાને મને વખત મલશે કે નહિ?" ફાધર રોસાવેને કહ્યું "બેટા હિંમત પકડ, હું ત્હારા મનની વિશુદ્ધ ગતિ સંપૂર્ણ રીતે જાણું છું." કેટલીક મીનીટમાં પ્રાર્થના અને કનફેશન‡ પૂરૂં થઇ ગયું. એટલામાં એક વૈદ્યે

*ક્યાથલિકોના કોઈ વિશેષ ધર્મોત્સવને "સેક્રેમંટ આફ પેનેન્સ" કહેછે એ વખતે અનુતાપથી આત્માને પવિત્ર કરીને વ્રતગ્રહણપૂર્વક સંપૂર્ણ રૂપે ઇશ્વરમાં આત્મસર્પણ કરવામાં આવે છે.

×ફાધર એ ક્યાથલિક સંપ્રદાયના મ્હોટા ધર્માચાર્યની પદ્વિ છે. રોસાવેન—એક ધર્માચાર્યનું નામ છે.

‡ રોમન ક્યાથલિકો પોતપોતાનું પાપ પુરોહિતને

રોગીની અંતની અવસ્થા જણાવી તેથી મૃત્યુનો ઘંટ † વગાડવામાં આવ્યો; અને અસંખ્ય માણસો તેના આત્માના વિશ્રામ અને શાંતિને માટે પ્રાર્થના કરવા દેવળમાં એકઠા થયા. તે વેળાએ એક આચાર્યે ઓરડામાં પ્રવેશ કર્યાથી ગોયેંડેલાઇને ઈસારતથી તેને પૂછ્યું કે શું થાયછે? ત્યારે તેણે કહ્યું "ઇશ્વરની આગળ જવાનો સમય આવ્યોછે." આવાં વચન સાંભળીને ગોયેંડેલાઇનનો ચહેરો વધારે તેજસ્વી થયો. તે હસતી હસતી ઇશ્વરની આજ્ઞા પાળવાને તત્પર થઈ. તેની આંખો તથા હાથ સ્વામીને શોધતા હતા. અંતકાળે તેણે એને કહ્યું "મ્હારાં પ્રાણપ્રિય છોકરાંને તમારા હાથમાં સોંપી જાઊંછું." ત્યાર પછી આકાશની તરફ નજર કરી. માબાપને મળાયું નહિ તેથી કંઈક દુઃખ પ્રકાશ કર્યું, પરંતુ ઈશ્વરની આજ્ઞાને આધીન થઇને તે ઇચ્છા પણ ઇશ્વરમાં અંતરધ્યાન કરી નાંખી. તેની આંખમાં આનંદની જ્યોતિ દેખાવા માંડી. તેણે આકાશ તરફ જોઇને બે હાથ જોડયા અને છાતી ઉપર હાથ રાખીને પોતાના આત્માને ચિર પવિત્ર ઇશ્વરમાં સ્થાપન કર્યો! તે વેળાનો દેખાવ ઘણોજ શોકકારક અને પવિત્ર થયો હતો. ચારેતરફ ઉભેલા મનુષ્યો પ્રાર્થના કરતા હતા, અને પાદરીઓ શાન્તિપાઠ ભણીને મૃત રાણીના આત્માની શાંતિને માટે પ્રભુની પ્રાથના કરતા હતા. તે વેળાએ બપોર થયા હતા ને સૂર્યદેવ ઘણા જોરથી ગગનમાં કિરણજાળ વિસ્તારતો હતો. આ વેળાએ એક પવિત્ર આત્મા આ દુનિયા છોડીને અનંત ધામમાં ગયો. આવી રીતે એક સ્વર્ગીય

યથા સમય જણાવે છે તેનાથી મુક્ત થવા માટે ઈશ્વરની આગળ કૃપા અને કરૂણાની પ્રાર્થના કરવામાં આવે છે એને કનફેશન કહેછે.

†ખ્રિસ્તીઓમાં કોઈનું મરણ નીપજ્યાથી મૃત્યુની આગમજ અથવા પછી ઘંટ વગાડીને સાધારણને તે વિષય જણાવવામાં આવે છે એને મત્યુનો ઘંટ કહેછે.

પુષ્પ પૃથ્વીમાં સંપૂર્ણ ખીલતામાંજ ચાલ્યું ગયું. ! !

**પ્રિન્સ બર્ગીસ** આ વેળાએ શોકમાં કેટલો અધીરો થયો હશે તે સહેજ સમજાય એમ છે. પ્રથમ તે ઘણોજ શોક વિહ્વળ થઇને આત્મજ્ઞાન શૂન્ય થઈ પડયો હતો, પરંતુ પછી કંઈક શુદ્ધિમાં આવ્યો ને છોકરાંને નિહાળવાથી તેના શોકનો વેગ જરા ઓછો થયો.

**પ્રિન્સેસ ડારિયા ( મેરી )** પણ આ વખતે પોતાના સ્વામીની સાથે બ્હેનની સેવાચાકરી કરવાના ઇરાદાથી **રોમ** આવી પહોંચી, પણ બ્હેનને જીવતાં મળી શકી નહિ. તેની ગાડી **બર્ગીસ**ના મ્હેલના દરવાજા પાસે આવી ત્યાં તેની પ્યારી બ્હેનના મરણના સમાચાર સાંભળ્યા. આ દુઃખદ સમાચાર એકાએક સાંભળતાંજ તે બેશુદ્ધ થઇને જમીનપર પડી ગઇ. **ગોયેંડેલાઇન**ના મરણના સમાચાર વિજળીના વેગે આખા દેશમાં ફેલાઈ ગયા; અને પ્રત્યેક કુટુંબમાં શોક સંતાપ છાઈ રહ્યો. પ્રત્યેક મનુષ્યે પોતાનું એક વહાલું સગું મરી ગયેલું જાણ્યું. દરેક માણસના મુખમાં કેવળ **ગોયેંડેલાઈન**નીજ વાત સંભળાતી હતી.

તા. ૩૦ મી અકટોબરને દિવસે તેનું મૃત શરીર કબરસ્થાનમાં લઈ જવામાં આવ્યું. હજારો માણસો રસ્તામાં ભેગા થઈ ગયા. આટલી ભીડ હોવા છતાં પણ ચુપકીદી એટલી બધી હતી કે પાદરીઓની પ્રાર્થના ઘણે છેટેથી પણ સંભળાતી હતી. ધનવાન, ગરીબ, વિદ્વાન, મુર્ખ, એ સર્વે ધાર્મિક જીવનના પ્રતિ કેવી રીતે સન્માન તથા શ્રદ્ધા દેખાડે છે તે આ બનાવથી જોવામાં આવ્યું.

**ગોયેંડેલાઇન**ની સમાધ કરવાનું કામ પૂરૂં થયા પછી રાજકુમાર **બર્ગીસ** એક પુત્રી અને ત્રણ પુત્રને સાથે લઇને ફ્રેસ્કેટી નામની જગાપર રહેવા જવાને નીકળ્યો. પુત્રી માંદી પડી અને ત્યાં જતાંજ મરણ પામી. રાજકુમારે આ વેળાએ ત્રણ પુત્રને **રોમ**માં મોકલાવી દીધા. પરંતુ તેનો બીજો પુત્ર પણ જલદી માંદો પડીને મરણ પામ્યો. ત્યાર પછી મ્હોટા છોકરાને પણ

અશુભ લક્ષણ જણાયાં, અને થોડી મુદતમાં તે પણ અનંતધામમાં ગયો! કેવળ ન્હાનો છોકરો પ્રથમ રોગ વિમુક્ત થયો હતો, પરંતુ જ્યારે તેના આરોગ્યથી સઉ આનંદિત થયા હતા, ત્યારે ભાઇઓની પેઠે પાછો માંદોપડીને તે પણ મૃત્યુના મ્હોંમાં પડયો!!

એઓના મૃત્યુના સંબંધમાં એક આશ્ચર્યકારક દંતકથા સંભળાય છે. તેનો મ્હોટો છોકરો કેમિલસ જાણતો નહોતો કે તેનો ભાઈ જાનપીડિત થઈને મૃત્યુ મુખમાં પડયો છે. જ્યારે જાનનું મૃત શરીર મેહેલમાંથી બહાર આણવામાં આવ્યું, ત્યારે કેમિલસ બિછાના ઉપરથી ઉઠીને બોલ્યો "હું પણ જાનની સાથે જઇશ, હું પણ જાનની સાથેજઇશ." આ વાત કહેવાને થોડા દિવસ થયા પછી તેનું મૃત્યું થયું.

ગોયેંડેલાઇનની એક દાસીએં આ એક વાત કહી હતી કે "એક વેળાએ હું રાણીની પાસે સૂતી હતી, તે વખતે તેણે પોતાનો હાથ લંબાવીને પોતાનાં છોકરાંને છાતી સરસાં ચાપ્યાં અને આકાશની તરફ જોઈને કહેવા લાગી કે "મ્હારાં પ્રાણાધાર બાળકો! તમે શું આ સ્વર્ગીય સંગીત ધ્વનિ સાંભળો છો? એ મ્હારે માટે અને તમારે માટે ગવાય છે."

ગોયેંડેલાઇનના મૃત્યુની ખબરથી ઈંગ્લંડ, સ્કાટલંડ અને આયર્લંડના ઘણાક માણસોના મનમાં ઘણો શોક થયો. બર્લિનનું રાજકુટુંબ અને બીજા સર્વ લોકો પણ એક સરખા દુઃખિ થયા. ઈંગ્લંડેશ્વરીએ પોતાની ઊંડી મર્મવેદના પ્રકાશ કરીને લેડી શ્રુજવારીને એક પત્ર લખ્યો. આ પવિત્ર ચરિત્રની કન્યાના મૃત્યુના સમાચાર સાંભળીને માંબાપને કેટલું દુઃખ થયું હશે તેનો વિચાર કરવો અસાધ્ય છે. ગોયેંડેલાઈનની કબર ઉપર નીચે લખેલાં વાકય સરલ ભાષાથી અને ઉજ્વળ અક્ષરથી લખવામાં આવ્યાં છે.

"અર્લ આફ શ્રુજવારીની કન્યા, દરિદ્રી જગતની માતૃ સ્વરૂપણી, પ્રિન્સેસ ગોયેંડેલાઇન બર્ગાસનું મૃતદેહ આ જગાએ વિશ્રામ મેળવે છે. લંડનમાં જન્મ લઇને બાવીસ વર્ષ સુધી સંસારમાં પરોપકારનું વ્રત પાલન કરીને તા૦ ૨૭ અકટોમ્બર ૧૮૪૦ ને રોજ તે અનંત નિદ્રામાં નિમગ્ન થઇ છે."